श्रीमद् बुद्धिसागरसूरिजी ग्रंथमाळा ग्रंथांक १०१

# भजन पद संग्रह.

## भाग १ लो.

रचयिता

शास्त्रविशारद योगनिष्ठ कविरत्न जैनाचार्य
श्रीमद् बुद्धिसागर सूरीश्वरजी.

छपावी प्रकट करनार
श्री सागरगच्छज्ञानभंडार—साणंद.
हा. वकील मोहनलाल हीमचंद, पादरा.

आवृत्ति पाचमी प्रति १०००

वि स १९८९ इ स १९३३

मुद्रक —शाह गुलाबचद लल्लुभाई-महोदय प्रीन्टींग प्रेस,
दाणापीठ-भावनगर

की ०-८-०

આ ગ્રંથ મળવાનું ઠેકાણું:—

શ્રી સાગરગચ્છ જ્ઞાન ભંડાર

સાણંદ.

# નિવેદન.

આ ભજન સંગ્રહ ભા–૧ ની પાચમી આવૃત્તિ પ્રકટ કરી જ્ઞાનરસ પિપાસુઓના હસ્તકમળમા મુક્તા અમને ઘણોજ આનંદ થાય છે

શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિશ્વરજીની અધ્યાત્મજ્ઞાનપરિપૂર્ણ, સ્યાદ્વાદશૈલીયુક્ત સરળ પણ ભાવવાહી અને અર્થભાવ ગાંભિર્યાદિ ગુણયુક્ત રસપૂર્ણ કસાયલી કલમથી આલેખાયલા ભજનો ગુર્જર આલમ સારી રીતે પરિચિત છે ભજનસંગ્રહના અગીઆર ભાગોમા તત્ત્વજ્ઞાન, આદિ જે મહાન્ રસસાગર રેલ્યો છે તે અપૂર્વ છે આ ભજનો, જનસમાજને ભક્તિરસમા તલ્લીન કરી મુકે છે

આવા ઉત્તમ કોટિના દ્રવ્યાનુયોગના અધ્યાત્મભજનો વાચકને કોઈ નવીન જ પ્રદેશમા દોરી જાય છે આ ભજનો પૂર્વે થઇ ગયેલા અધ્યાત્મજ્ઞાની શ્રીમદ્ આનંદઘનજી, શ્રી ચિદાનંદજી શ્રીદેવચંદ્રજી તથા શ્રી જ્ઞાનસારજી આદિ જ્ઞાની પુરુષોના જ્ઞાન વૈરાગ્ય ગર્ભિત ઉપદેશક પણ રસભર્યાં ભજનોની યાદ આપે તેવા છે, જેઓ ગુરુમહારાજને આ ભજનો લલકારતા, દેહાત્મભાવ વિસરી જાણે જ્ઞાનસાગરમાં ડુબ્યા હોય તેવી મસ્તદશામા જોતાને ભાગ્યશાળી થયા હશે તેઓને ભજન ગાવામા કે શ્રવણ કરવામા શુ આનંદ આવે છે તેનો અનુભવ થાય છે આ ભજનો માત્ર જૈનોજ વાચે છે એમ નથી પણ જૈનેતરોનો મોટો ભાગ પણ તેનો લાભ બહુજ પ્રેમ ભક્તિથી લે છે એટલુંજ નહિ પણ આજ ગ્રંથની ચાર આવૃત્તિઓ થઈ તેની ૫૦૦૦ પ્રતો અત્યાર અગાઉ ખપી ગઇ છે તેમજ આ અને બીજા ભાગમાથી અધ્યાત્મજ્ઞાનના ચુંટી કાઢેલાં ભજનોનો સંગ્રહ શ્રી અધ્યાત્મ ભજનસંગ્રહ નામે પ્રકટ કરી તેની બે હજાર પ્રતો કાઢેલી તે પણ ખપી ગઈ છે અને અત્યારે જ્ઞાનભક્તિના ઉપાસકોમા તેની માગણી અતિશય હોવાથી આ પાચમી આવૃત્તિ પ્રકટ કરવાનો સુયોગ પ્રાપ્ત થાય છે એજ તેની ઉપયોગિતા બતાવે છે

કેટલાક સારા સંસ્કારી જૈનેતરો, અને ગ્રામ્ય ભક્તજનોને જ્યારે આ ભજનો એકતારા તથા મંજીરા સાથે ગાતા સાંભળીએ છીએ અને ડોલતા જોઇએ છીએ ત્યારે લેખક સૂરિજી પ્રતિ આપણો ભક્તિભાવરસ વહેતો ઉછળી ઉઠે છે. આ ભક્તિ અને જ્ઞાનરસથી ભરેલાં પુષ્પોને વિચારસૂત્રમાં ગુંથી ભજન માલિકા બનાવ્યા છતાં તેમાં ઉચ્ચ કોટિની કાવ્યશક્તિ તથા સાહિત્યદષ્ટિએ રસની જમાવટની ઝાંખી થતાં સૂરિજીને ભક્તકવિ કહેવાય છે અને ગુર્જર જૈનરસ સાહિત્યમાં અભિવૃદ્ધિ કરનાર આ કાવ્યગ્રંથમાંનાં ભજનોનો જ્ઞાનરસાસ્વાદ આપણી ગુર્જર અને જૈન આલમ સારી રીતે લે એજ મહદીચ્છા.

ભજન ભાં. ૧ ની આ પાંચમી આવૃતિ સાણંદના શ્રી સાગરગચ્છના કાર્યવાહકોએ સદ્‌ગત ગુરૂશ્રી પ્રત્યેના ભક્તિરાગેથી પ્રેરાઇ છપાવેલ છે તે માટે તેમને અનેકશઃ ધન્યવાદ ઘટે છે.

સં. ૧૯૯૯, શ્રાવણ શુક્લ પૂર્ણિમા, } શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ.
પાદરા. } વકીલ મોહનલાલ હીમચંદ.



# પ્રસ્તાવના

આ ગ્રંથની ચોથી આવૃત્તિની પ્રસ્તાવના આ ગ્રંથના રચયિતા યોગનિષ્ઠાધ્યાત્મજ્ઞાન દિવાકર શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિવરજીએ પોતે લખેલી છે તેમા, આ આવૃત્તિમા ખાસ કાંઈ વધારો કે ફેરફાર કરવા જેવું ન હોવાથી તેઓશ્રીની લખેલી ચોથી આવૃત્તિનીજ પ્રસ્તાવના આ નીચે આપવામા આવી છે—

ભજનસંગ્રહ ભાગ પ્રથમ જનસમાજમા અતિપ્રિય થઇ પડ્યો છે અને તેની આજસુધીની ત્રણ આવૃત્તિ છપાઈ ગઈ છે ગુજરાત કાઠીયાવાડ વિગેરે દેશોમાથી તેની માગણી થવાથી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળે તેની ચોથી આવૃત્તિ બહાર પાડવાનો વિચાર કર્યો અને સં ૧૯૮૧ ની સાલમા છપાવવા આપ્યો આ ગ્રંથમા અધ્યાત્મજ્ઞાનના, તત્ત્વજ્ઞાનના, વૈરાગ્યના, ઔપદેશિક બોધના ભજનો તથા પ્રભુના સ્તવનો છે તેમાથી જેને જે રુચે તે ગ્રહણ કરવા યોગ્ય છે આ ભજનોને ભજનીકો ઠેકાણે બોલવામા આવે છે સર્વલોકો પદ્યમાથી સત્યસાર ખેંચી શકે છે અને પોતાના આત્માની શુદ્ધિ કરવા તેમાથી સત્ય ગ્રહણ કરી શકે છે આત્મજ્ઞાન વિના કોઈ વિચાર આચાર થઈ શકતા નથી માટે અધ્યાત્મજ્ઞાનને સર્વજ્ઞાનમા પ્રધાનપદ આપવામા આવ્યુ છે અધ્યાત્મજ્ઞાનનો નિશ્ચયજ્ઞાનમા સમાવેશ થાય છે વ્યવહારજ્ઞાન તે નિમિત્ત કારણ જ્ઞાન છે અને નિશ્ચયજ્ઞાન તે ઉપાદાન કારણ જ્ઞાન છે વ્યવહારજ્ઞાન તે સાધન છે અને નિશ્ચયજ્ઞાન તે સાધ્ય છે જૈનો, વ્યવહાર નિશ્ચય બન્ને જ્ઞાનને સાપેક્ષ દૃષ્ટિએ માને છે, એક પણ નયનુ ઉત્થાપન કરવાના નથી તેમ તે પ્રમાણે વર્તવામાં આવે છે તો તેથી આત્માની ઘણી શુદ્ધિ થાય છે શુષ્ક અધ્યાત્મજ્ઞાન અને જડ ક્રિયાવાદ એ બેથી આત્મહિત થઈ શકતુ નથી માટે આત્મજ્ઞાનની સાથે ધર્મક્રિયાની પણ જરૂર છે જ્ઞાનિ તો વર્તનમા મૂકવુ તે ચારિત્ર છે કર્મોની નિર્જરા કરું એવા અધ્યાત્મજ્ઞાનના ભજનો વાંચવાનું સાફલ્ય છે સર્વપ્રકારની શુભાશુભ વૃત્તિઓથી રહિત શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે

અધ્યાત્મજ્ઞાન અત્યંત ઉપયોગી છે. અધ્યાત્મજ્ઞાન સર્વ પદાર્થોમાંથી આત્માને મુક્ત, નિઃસંગ, નિર્લેપ કરે છે માટે દરેક મનુષ્યે અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. સાપેક્ષ દૃષ્ટિએ અધ્યાત્મજ્ઞાન, આત્માની શુદ્ધિ કરે છે. અધ્યાત્મજ્ઞાનની સાથે ચારિત્ર ક્રિયા માર્ગ અત્યંત ઉપયોગી છે. તે ધ્યાનમાં રાખીને અમોએ અધ્યાત્મજ્ઞાનનાં ભજનો બનાવ્યાં છે. નિશ્ચયજ્ઞાનમાં અધ્યાત્મજ્ઞાનની મુખ્યતા બતાવી છે અને વ્યવહારમાં વ્યવહારની મુખ્યતા બતાવી છે. કેવળજ્ઞાની વીતરાગ દેવ બન્ને નયને સાપેક્ષે સત્ય કથે છે અને બન્ને નયથી મોક્ષ કથે છે એ આપણે કદી ભૂલવું ન જોઇએ, અને આત્માની શુદ્ધિમાં પ્રવર્તવું જોઇએ. અધ્યાત્મજ્ઞાન થવાને માટે વૈરાગ્યની ઘણી જરૂર છે, તથા સદ્ગુરૂના આલંબનની ઘણી જરૂર છે. તેથી વૈરાગ્યનાં ભજનો બનાવવામાં આવ્યાં છે. તથા ગુરૂનો મહિમા જણાવવામાં આવ્યો છે તેમજ મોક્ષમાર્ગમાં સંચરવા માટે પ્રભુની સ્તુતિ કરવાની જરૂર છે અને તેથી પરમોપકારક પ્રભુનાં સ્તવનો પણ બનાવવામાં આવેલાં છે. સાતનયની અપેક્ષાએ જૈનધર્મનું જ્ઞાન મેળવવાથી આત્મા એકાંત દૃષ્ટિવાળો મિથ્યાજ્ઞાની બનતો નથી, અને તે સાત નયોની અપેક્ષાએ સમ્યગ્દષ્ટિ યાને સ્યાદ્વાદ્ તત્વનું જ્ઞાન કરે છે તો તે દુનિયામાં ચાલતા અનેક ધર્મોમાંથી સાપેક્ષ દૃષ્ટિએ સત્ય ગ્રહણ કરી શકે છે અને મિથ્યાત્વના કદાગ્રહોથી મુક્ત થઇ શકે છે. જ્ઞાનીઓનો ઉપદેશ ભજનો દ્વારા આત્મજ્ઞાનથી સમ્યગ્દષ્ટિ મનુષ્યોને મોક્ષ પ્રાપ્ત કરાવવાનો હોય છે. ભજન એ મોટા ભાગે આત્માના ઉદ્ગારો છે અને તેમાં કર્તાનો જેવો આત્મા હોય છે તેવું પ્રતિબિંબ હોય છે. આપણે કોઇનું પણ ભજન વાંચીએ છીએ ત્યારે તેનો આત્મા વાંચીએ છીએ એમ સમજાય છે. ભજનમાંથી સત્ય ખેંચી લેવું તે વાંચકનું કર્તવ્ય છે. ભજનો પણ અનેક પ્રકારનાં હોય છે, અને તેમા સામાન્ય જ્ઞાનીને પરસ્પર વિરૂદ્ધતા જેવું લાગે છે–પણ સ્વપરશાસ્ત્રના જાણ અધ્યાત્મજ્ઞાની ગુરૂ પાસે સમજી વાંચવામાં આવે છે તો સર્વ ભજનોની પરસ્પર અવિરોધિતા ઉપયોગિતા વિવિધતા અને અધિકાર આદિ દૃષ્ટિએ એનું મહત્વ સમજાય છે, અધિકાર દશા પરત્વે અમુક દૃષ્ટિએ અમુક ભજન છે અને તે અમુકને ઉપયોગી છે એમ દેશ કાળ અનુસારે સમજાય છે, માટે ગીતાર્થગુરૂના શરણે રહીને લખેલાં ભજનોને જે કોઈ વાંચશે તેને આ ગ્રંથમાંથી ઘણું જાણવાનું મળી શકશે. આધ્યાત્મિક ભજનો તે સંતોનું હૃદય છે અને તે મોટા ભાગે ધ્યાન સમાધિના ઉત્થાનકાળે હૃદયમાંથી પ્રગટેલો રસનો ઉભરો હોય છે તેમ આત્મજ્ઞાનીઓના સમાગમમાં જે આવે છે તે સમજી શકે

છે. મનુષ્યજન્મનું ધ્યેય પરમાત્મદશા પ્રગટ કરવાનું હોય છે અને તે માટે તે જન્મ્યો છે એમ જ્યારે તે સમજે છે ત્યારે તે આત્માને પરિપૂર્ણ શુદ્ધ બુદ્ધ કરવા યત્ન કરે છે, તેને જગત્ સાપેક્ષ દૃષ્ટિએ સાધનરૂપ થઇ પડે છે, આવા ભજનો તેને ઘણા ઉપયોગી થઈ પડે છે, અનાદિકાળથી મનુષ્યનો સ્વભાવ એવો છે કે તે જે જાણે છે અનુભવે છે તે બીજાને વાણીદ્વારા જણાવે છે તેથી પરંપરાએ અધ્યાત્મ આદિ જ્ઞાનનો વારસો ભવિષ્યના ભવ્ય મનુષ્યોને મળતો રહે છે અને ભવિષ્યનો મનુષ્ય પણ પરમાત્માને મેળવવા માટે છેવટે તે માર્ગે વળે છે આત્મા, પ્રભુની શોધ કરે છે, પરમાત્મપદનું નિત્ય સુખ મેળવવાની લગની લગાડે છે અને દુનિયાના જન્મ, જરા, મરણના દુ ખ ટાળે છે આવી પરંપરાને અનુસરીને મે પણ મનુષ્યભવમા પરમાત્મદશા પ્રાપ્ત કરવાને માટે જે જાણ્યુ અનુભવ્યુ તે વિશ્વજનોની સેવાર્થે તેઓના ભલા માટે નિષ્કામ ભાવે રજુ કર્યું છે તેમાથી મનુજનદૃષ્ટિએ જેને જે ઉપયોગી લાગે તે ગ્રહણ કરો અને આત્માનુ કલ્યાણ કરો એજ મ્હારો મુખ્ય ઉદ્દેશ છે

આ ભજન સંગ્રહમા જે કંઈ વીતરાગ દેવની આજ્ઞા વિરૂદ્ધ લખાયુ હોય તેની ક્ષમા યાચના કરવામા આવે છે અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળના કાર્યવાહક વકીલજી મોહનલાલ હિમચંદ તથા શા આત્મારામ ખેમચંદ તથા શા લલ્લુભાઇ કરમચંદ એમણે પુસ્તકો છપાવવામા ઘણો આગેવાનીભર્યો ભાગ લીધો છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે આ ગ્રંથમાળાના પુસ્તકોનો સર્વ કોઇ લાભ લઇ શકે અને તેનો સર્વત્ર પ્રચાર થાય તેટલા માટે તેની કીંમત ઘણી ઓછી રાખવામા આવી છે ભજન સંગ્રહના ભજનોનો સર્વ લોકો મોક્ષાર્થે ઉપયોગ કરો અને વાચકોનુ તથા શ્રોતાઓનુ કલ્યાણ થાઓ એમ ઇચ્છુ છુ

સં ૧૯૮૧
ચૈત્ર વદિ ૮ શુક્રવાર

બુદ્ધિસાગર સૂરિ.



# વંદન હો એ દિવ્ય વિભૂતીને !



અદ્ભુત કઠીન યોગ માર્ગનાં સતત્ આરાધન, આધ્યાત્મજ્ઞાનની મસ્તીમાં પૂર્ણ લીનતા, જ્ઞાની-ભક્તો-શિષ્યોને યોગ અધ્યાત્મ અને સદ્બોધ અમૃત પાન કરાવવાં, જૈન સાધુ તરીકેનાં વિકટ ક્રિયા પાલન, ગચ્છાધિપતી આચાર્ય તરીકે શાસન શકટનાં વહન કરવાં, વ્યાખ્યાન વાંચવાં, જાહેર વ્યાખ્યાનો આપવાં, સ્થળે સ્થળે વિહાર ( વિચરણ ) કરવાં, નિષ્કલંક જૈન સાધુ જીવનનાં કડક પ્રતિપાલન કરવાં; આ સૌ કરનારને ગ્રંથ આલેખન અર્થે કેટલો સમય મળી શકે ?

માત્ર ૨૪ વર્ષનાજ સાધુ જીવનના અલ્પ કાળમાં જે સરસ્વતી નંદન યોગ આધ્યાત્મ સદ્બોધ કાવ્ય ઉપનિષદ્ કર્મયોગ ધર્મ અને ભજન જેવા ગહન વિષયોપર ૧૦૮ મહાગ્રંથો સર્જી શકે છે.

શ્રીમદ્ યશોવિજયજી મહારાજ પછી ભારતવર્ષના કોઇ પણ સંપ્રદાયના સાધુ વા આચાર્યે આટલા અલ્પ સાધુ જીવનમાં આટલા અલ્પ અવકાશ અને અલ્પ સાધનોવડે આટલું વિરાટ–વિશાળ ગ્રંથ સાહિત્ય સર્જન સર્જ્યું, જોયું, જાણ્યું વા સાંભળ્યું નથી.

જેનાં વચનામૃત ઝીલવા રાજા રાણા તલસતા–જેની ભવ્ય મુર્તિનાં દર્શનાર્થે જૈન જૈનેતરો અધિરા થતા–પશુ પંખિ જાતિ સ્વભાવ ભૂલતાં–હિન્દુ–મુસ્લીમ–અંત્યજ–આદિ તમામ કોમ જેમને ગુરૂ માની પૂજતી—

એવા—

વિશ્વોપકારક ! પ્રખર કર્તવ્ય પ્રતિપાલક ! સાચા સાધુ ! મહાન્ યોગીશ્વર ! કઠીન કર્મયોગીન્ !

સદ્ગુરૂ દેવ ! આચાર્ય ભગવન્ !

**શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજ !**

આપનાં પુનિત ચરણોમાં—કોટિ કોટિ વંદન હો !

# અનુક્રમણિકા.



પદાંક. પૃષ્ટ.

| પદાંક. | | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧૪૮ ચાર દિવસનું ચાંદરણું સંસારનું ... ... | પદ. | ૯૯ |
| ૧૪૯ ચેતી લે તું પ્રાણિઆ. ... ... ... | ,, | ૧૦૦ |
| ૧૫૦ શ્રી મહાવીર સ્તવન ( વીર જીનેશ્વર વંદના ) ... | ,, | ૧૦૧ |
| ૧૫૧ શ્રી વીર સ્તવન. ( પરમ કૃપાળુ ) ... ... | ,, | ૧૦૨ |
| ૧૫૨ કક્કાવલિ. ૨ ... ... ... ... | ,, | ૧૦૩ |
| ૧૫૩ સદ્ગુરૂ સ્તુતિ ( સદ્ગુરૂની શિક્ષા ) ... ... | ,, | ૧૦૮ |
| ૧૫૪ સમાધિ પદ ( અન્તરના અલબેલા ) ... ... | ,, | ૧૦૮ |
| ૧૫૫ સહુ શક્તિના સ્વામી આતમ મહારા. ... ... | ,, | ૧૧૦ |
| ૧૫૬ જ્ઞાનાનન્દી તત્ત્વ સ્વરૂપી આતમા. ... ... | ,, | ૧૧૧ |
| ૧૫૭ ચિદાનન્દ ચેતનજી વહેલા જાગજે. ... ... | ,, | ૧૧૨ |
| ૧૫૮ સ્વામીને સેવક તું પ્યારા આતમા. ... ... | ,, | ૧૧૩ |
| ૧૫૯ જીવ આવ્યો અવસર આ જાય છેરે. ... ... | ,, | ૧૧૪ |
| ૧૬૦ જગતના ખેલ છે ખોટા. ... ... ... | ,, | ૧૧૫ |
| ૧૬૧ શાને તું કરે છે માયારે. ... ... ... | ,, | ૧૧૫ |
| ૧૬૨ જીવલડા પ્રભુ ભજીલેરે. ... ... ... | ,, | ૧૧૬ |
| ૧૬૩ ગાફલ ગર્વ કરીનેરે. ... ... ... | ,, | ૧૧૬ |
| ૧૬૪ સુખ દુઃખ આવે સહુના શીરે. ... ... | ,, | ૧૧૭ |
| ૧૬૫ અમોને તમો સમા જાતિ. ... ... ... | ,, | ૧૧૭ |
| ૧૬૬ વેપારી ઉપર ( વ્યાપારી વેપારી મનહુ ). ... | ,, | ૧૧૮ |
| ૧૬૭ જીવલડા જરૂર જાવુંરે. ... ... ... | ,, | ૧૧૯ |
| ૧૬૮ મહાવીર સ્તવન. ( ત્રિશલાના જાયારે ) ... ... | ,, | ૧૨૦ |
| ૧૬૯ મહાવીર દેવસ્તવન. ( વ્હાલા ત્રિશલાનંદન ) ... | ,, | ૧૨૦ |
| ૧૭૦ માનવભવ પામી સુખકારી. ... ... ... | ,, | ૧૨૧ |
| ૧૭૧ ભૂલી ભવ ભ્રમણા જંજાલે. ... ... ... | ,, | ૧૨૨ |
| ૧૭૨ મારૂં મારૂં તમે શું કરોરે. ... ... ... | ,, | ૧૨૨ |
| ૧૭૩ ભક્તિ કરો ભગવન્તનીરે. ... ... ... | ,, | ૧૨૩ |
| ૧૭૪ પરમપદ પરમાતમ ગુણ ગાવુ. ... ... | ,, | ૧૨૪ |
| ૧૭૫ જાગીને જો તુ જીવડા ... ... ... | ,, | ૧૨૫ |
| ૧૭૬ પામર પ્રાણી ન પારખે. ... ... ... | ,, | ૧૨૫ |
| ૧૭૭ સેવો સદ્ગુરૂ પ્રાણિયા. ... ... ... | ,, | ૧૨૬ |

પદાંક. પૃષ્ઠ.





योगनिष्ठजैनाचार्यश्रीमद्बुद्धिसागरजी[illegible]र कृते

# भजन पद संग्रह.

## भाग १ लो.

१

કેશરીયા તીર્થ બડા ભારી, ભવિક તુમ પૂજો નરનારી,
શરણુ એક રૂષભ પ્રભુ ધારી, કપટ ઓર નિંદાકુ વારી કે૦

સવત ઓગણીશ બાસઠેમે, વિજાપુરનો સઘ,
દર્શન કરવા નીકળ્યોરે, આણી હર્ષ ઉમગ,
શોક સહુ ચિંતાને વારી, ગણી સબ મિથ્યા જગયારી કે૦ ૧

કૃષ્ણપક્ષછઠ મગલેરે, માસ રૂડો હે પોષ,
પ્રથમ જીનેશ્વર ભેટીયારે, પાયા મન સતોષ,
ધર્મ હે ઉપયોગે ધારી, જિનાજ્ઞા જાણી સુખકારી કે૦ ૨

હરિહર બ્રહ્મા તુ ખરેરે, શિવશંકર મહાદેવ,
દોષ અઢારે ક્ષય કર્યારે, સુરનર કરતા સેવ,
ખુદા તુમ અકલગતિ ન્યારી, નિરંજન બ્રહ્મદશા તારી કે૦ ૩

અલવેસર અરિહંતજીરે, ચાર અતિશયવન્ત,
અજરામર નિર્મલ પ્રભુરે, સેવે સજ્જન સત,
અચલ તુજ જગમા બલિહારી, જિનેશ્વર જાણો જયકારી કે૦ ૪

તુંહિ તુંહિ તું હું સ્મરૂંરે, વ્યક્તિથી હે ભેદ,
પિંડમાં પરગટ પેખતાંરે, વર્તે ભેદાભેદ;
લગી ઘટ રટનાકી તારી, જ્યોતકી હોવે ઉજીયારી. કે૦ ૫

અલખ અરૂપી તું પ્રભુરે, બુદ્ધિસાગર ધાર,
કર્મ શત્રુકું જીતીએરે, કરી કેશરીયાં હાર;
ધરી ઘટ ધ્યાન દશા સારી, લહો ઝટ મુક્તિ વધૂ પ્યારી. કે૦ ૬

૨

ચરમ જિનેશ્વર અતિ અલવેસર, સખી હું નિશદિન ધ્યાઉંરે;
પરિપૂર્ણ સ્યાદ્વાદરૂપી, સપ્તનયોથી વિચારૂંરે. ચરમ૦ ૧

ગુણ અનંતા અજ અવિનાશી, કાર્ય ફલે ભિન્ન ગ્રહીએરે,
તેમ પર્યાય અનન્તા આતમ, સમયે સમયે વહીએરે. ચરમ૦ ૨

અસ્તિતા પરદ્રવ્યાદિકની, સમયે સમયે અનન્તીરે;
ચેતનદ્રવ્યે નાસ્તિતા તસ, સત્યપણે તે વહન્તીરે. ચરમ૦ ૩

યદિ નાસ્તિતા વર્તે નહીં તો, પરપરિણામી હોયરે;
આત્મ અસ્તિતા પરમાં વર્તે, નાસ્તિરૂપે અવલોયરે. ચરમ૦ ૪

અસ્તિ નાસ્તિતા સમયે સમયે, આતમદ્રવ્યે ધરીએરે;
કર્મ વર્ગણા ભિન્ન વિચારી, નિજગુણને અનુસરીએરે. ચરમ૦ ૫

ગુણ પર્યાય અનન્તા તેથી, ભિન્ન ન આતમ ક્યારેરે;
ભિન્નાભિન્નસ્વરૂપે વર્તે, નિર્મલ નિશ્ચય ધારેરે. ચરમ૦ ૬

પૂર્ણંકર પરમાતમ પ્રેમે, મનમંદિરમાં સ્મરીએરે;
બુદ્ધિસાગર અવસર પાકર, ભવજલસાગર તરીએરે. ચરમ૦ ૭

૩

॥ રાગ સોરઠ. ॥

વીર જિનેશ્વર વચન સુધારસ, પીતાં અવિહડ પ્રીત જગીરી;
મિથ્યા પરિણતિ ભ્રમણા ભાગી, સુરતા વીર પદ જાય લગીરી. વી ૧

અજ અવિનાશી અટલ અનાદિ, આત્માસખ્ય પ્રદેશપણેરી,
નિર્મલ શુદ્ધ સનાતન શાશ્વત, પ્રતિપ્રદેશે શક્તિ ઘણેરી વીર ૨

આતમવીર્ય અનતુ ધારક, આવિર્ભાવપણે જે થહેરી,
વીરનામ જિનવરનુ જાણો, ઘટ ઘટ શક્તિ નિત્ય લહેરી વી ૩

તિરોભાવ નિજશક્તિ પ્રગટે, અસ્તિનાસ્તિ સ્વાદ્વાદમયીરી,
અલખ અગોચર અજરામરવર, વીર વીરતા પ્રગટ ભઈરી વી ૪

સમયે સમયે નિજઋદ્ધિ અનન્તિ, રત્નત્રયી થઈ શુદ્ધ છતીરી,
ચેતના પરગટ દો ઉપયોગે, વર્ણ રહિત અપવર્ગ ગતિરી વી ૫

પ્રતિપ્રદેશે કર્મવર્ગણા, લાગી અનન્તિ દૂર ગઈરી,
ષટ્ કારક શુદ્ધા ઘટ પ્રગટ્યા, સ્થિતિ આદિ અનન્ત થઈરી વી ૬

તેહીજ વીરપણુ મુજમાહી, ભ્રાન્તિ ભ્રમણા દૂર કરીરી,
બુદ્ધિસાગર ધ્યાતા પ્રગટે, સત્તા વીર સમાન ખરીરી વીર ૭

૪

નિર્મલ ક્ષાયિકચેતના, ચિદાનન્દ ગુણધામ,
આતમ સો પરમાતમા, અનન્તગુણ વિશ્રામ ૧

સમય સમય નિજરૂપમે, શક્તિ અનત સદાય,
વિણશે નહિ કો કાળમા, ચિદ્ઘન ચેતનરાય ૨

જ્ઞેય ત્રિકાલિક વસ્તુનુ, ભાસન નિજમા થાય,
ઉત્પત્તિ સ્થિતિ વ્યયતણી, સત્તા નિજ વર્તાય ૩

શોધક શોધે અન્ય કા, અસત્ ન ઉપજે ભાય,
ઉપાદાન ષટ કારકો, ઘટ ઘટમા વર્તાય ૪

ચિત્ત સ્થિર ઉપયોગતા, લાગે નિજપદમાહ્ય,
અવર કોઇ ભાસે નહીં, નિશ્ચય ચરણ તે ત્યાય ૫

જ્ઞેયરૂપ ભાસે સહુ, જ્ઞાનગુણે નિજ કાજ,
દર્પણમા અવભાસતા, ઉદાસીનતારાજ. ૬

ખાવે પીવે સહુ કરે, પણ તદ્રૂપ ન થાય,
ઉદયિક ભાવે ભોગ પણ, ભિન્નપણું વર્તાય. ૭

વિઘટે શ્રેણિ વિકલ્પની, અથવા જો વર્તાય,
તોપણ તેથી ભિન્ન તે, ભેદજ્ઞાન ત્યાં પાય. ૮

કરો કલ્પના કોટિ પણ, અગમ્ય નહિ કલ્પાય,
સોઽહં સોઽહં ધ્યાનથી, ભેદભાવ મિટ જાય. ૯

શાસ્ત્રો પણ શાક્ષી ભરે, જ્યાંથી પ્રગટયાં એહ,
સિદ્ધાચલ સમરો સદા, નિશ્ચય ગુણગણગેહ. ૧૦

અસંખ્યપ્રદેશી આતમા, ધ્યાવો ગાવો ભાઈ,
અનુભવીએ ભોગવ્યું, એ પદ સ્થિરતા લાઇ. ૧૧

ક્ષણ ક્ષણમાંહિ સમરીએ, આત્મ સદા સુખદાય,
આતમરામે મન રમે, શુદ્ધજ્ઞાન પ્રગટાય. ૧૨

સદ્ગુરૂ સંગત હીનતા, બાહ્યાચાર પ્રધાન,
અન્તરદષ્ટિ શુન્યતા, બહિરાતમપદસ્થાન, ૧૩

જેને જેવી યોગ્યતા, જાણે તેવું જીવ;
સમજી સત્યસ્વરૂપમાં, રમજો ભવિ સદીવ. ૧૪

૫

બગડે તે સુધરેનહીં, સુધરે નહી તે બગડે;
આપોઆપ સ્વભાવમાં, મૂરખ મનતો ઝઘડે. ૧

શુદ્ધસ્વરૂપી ચેતના, નિશ્ચયભાવે ભળે;
આપોઆપ સ્વભાવમાં પરમાતમપદ મળે. ૨

જેનું હશે તે ભોગવે, સ્થિરતા એહવી જડે,
આપો આપ સ્વભાવમાં, પરપરિણતિ ત્યાં રડે. ૩

શુદ્ધબુદ્ધ અવિનાશિની, શ્રદ્ધા શુદ્ધિ ઠરે,
બોલેચાલે સહુ કરે, પણ નહિ મૂલથી ફરે. ૪

અમૃત આસ્વાદ્યા પછી, કોણ છાશ આભડે,
અનુભવ વાતો અટપટી, તે પાત્રતામા પડે ૫

અસ્તિ નાસ્તિ સત્તામયી, ધ્રુવઆતમ તુ સમરે,
ભિન્ન નથી તેથી કદા, ફોગટ કયા તુ ફરે ૬

ધ્રુવની તારી તેથી ચારી, અનેકાન્તથી કરે,
ક્ષાયિક શુદ્ધસ્વરૂપ પામી, અજરામર થઈ ઠરે ૭

વસ્તુ તારી પાસ છે પણ, શોધતાં તે મળે,
સદ્‌ગુરૂના સગ યોગે, મહેનત લેખે વળે ૮

૬

શ્રી શાન્તિ જિન અલખ અગોચર, દીનાનાથ દયાળુ,
દિનમણિ દીનોદ્ધારક દીનપર, કરૂણા કરજો કૃપાળુ
મોરા સ્વામીરે ભવપાથોધિ તારો ૧

ક્રોધ કપટથી મનડુ મેલુ, આડુ અવળુ ભટકે,
તુજગુણ ધ્યાન કરતા સાહિબ, સટક દઈને સટકે મોરા૦ ૨

મોહ પ્રમાદે આયુષ્ય ગાળુ, લીધા વ્રત નવી પાળુ,
ડહાપણના દરીયામા ડુલી, દીધુ સવર તાળુ મોરા૦ ૩

દુનિયાદારી દૂર ન કીધી, પાપે કાયા પોષી,
દગા પ્રપન્ચો નિશદિન કરતા, બનીયો ભારે દોષી મોરા૦ ૪

સાચો સાહિબ નિરખી નયણે, શરણ ગ્રહ્યુ સુખકારી,
દોષને ટાળી પાપ પખાળી, થાશુ નિજગુણ ધારી મોરા૦ ૫

સેવા ભક્તિ નિશદિન કરશુ, તુજ આણા શિર ધરશુ,
બુદ્ધિસાગર અવસર પાકર, અજરામર થઈ ઠરશુ મોરા૦ ૬

૭

માનમાયાના કરનારે-એ રાગ

જગ જુઓ અન્તરમા તપાસીરે, જ્યા શોભે છે આત્મ પ્રકાશી,
જ્ઞાન રાશને કિયા છે દાસીરે, એક અવિનાશી એક છે વિનાશી જગ

જ્ઞાન યોદ્ધોને ક્રિયા છે કટારી, જ્ઞાન શાશ્વતપદવાસી,
જ્ઞાનદિવાકર ક્રિયાપતંગીયું, દૃષ્ટાન્ત વિશ્વવિલાસીરે. જરા૦ ૧

વિના આત્મજ્ઞાન ક્રિયાએ ઘહેલો, દેખી આવતહૈ હાંસી;
સમજણ બિન શું કરશે બિચારા, ગળે દે છે પોતાને તે ફાંસીરે. જરા૦ ૨

જ્ઞાની ગીતારથ શાસન ધોરી, જ્ઞાને સકળ સુખરાશી;
બુદ્ધિસાગર પદ જ્ઞાનીનાં સેવો, હું તો જ્ઞાનીને દઉ છું શાબાશીરે. જ. ૩

૮

અરે જીવ શીદને કલ્પના કરે–એ રાગ.

અનુભવ આતમનો જો કરે, તદા તું અજરામર થઈ ઠરે;
દેહ દેવળમાં ઉંઘ્યા દેવને, ઘડી નહીં સુખ અરે;
સુરતા ઘંટે ઉંઘ ભાગે, જાગે દેવ દુઃખ હરે. તદા તું૦ ૧

ત્યાગે ન જલ જ્યું માછલું ભાઈ, તેમ ગુણ નિજ વરે;
અલખ અવિહડ આતમાની, દશા કબૂ નહિ ફરે. તદા૦ ૨

પાર્શ્વમણિસમ ધ્યાન તારૂં, સિદ્ધ બુદ્ધતા વરે;
પરમબ્રહ્મ સ્વરૂપ પામી, નામરૂપ નહિ ધરે. તદા૦ ૩

ગાડીમાંહિ બેશીને ઝટ, ચાલજે નિજ ઘરે;
સારથી મનડું અશ્વઇન્દ્રિય, સાચવે સુખ સરે. તદા૦ ૪

છેલ્લી બાજી જીતી લે ભાઇ, માયાથી શીદ મરે;
બુદ્ધિસાગર ચેત ઝટપટ, ચેતના કરગરે, તદા૦ ૫

૯

અરે જીવ શીદને કલ્પના કરે–એ રાગ.

જીવલડા ઘાટ નવા શીદ ઘડે, પલકની ખબર તને નહિ પડે,
માયાથી મસ્તાન થઇ અરે, દુર્ગતિં રડવડે;
સદ્દગુરૂનો સંગ કરે ભાઈ, મારગ સાચો જડે. પલક૦ ૧

જેહઘરે ઘડીયાલ વાજે, નોબત ગડ ગડ ગડે,
તેહ ઘરે જો કાગ ઉડે ભાઈ, ગીધયૂથ આથડે પલક૦ ૨

મોહ મદિરા પીને મર્કટ, કૂદી છાપરે ચડે,
મનડુ મર્કટ થાય વશતો, મુક્તિપુરી જઈ અડે પલક૦ ૩

કર પ્રીતિ પરમાતમસાથે, ફોગટ કયા આથડે,
બુદ્ધિસાગર આતમધ્યાને, તુજને નહિ કો નડે પલક૦ ૪

૧૦

રાગ ઉપરનો

મૂરખ મન મારૂ મારૂ શીદ કરે, ફોગટ ભવભ્રમણા કરતો ફરે,
તારૂ ધાર્યુ થાતુ હોય તો, ઇચ્છાવિણુ કેમ મરે,
પાપની પોઠો ભરીને પાપી, મરી નરક અવતરે ફોગટ૦ ૧

મરણુ કાળ જબ આવે પાસ તબ, હાય હાય ઉચ્ચરે,
હાથ ઘસતા જાયે પરભવ, ઠામ કદી નહિ ઠરે ફોગટ૦ ૨

માહ્યની ઋદ્ધિ તારી જાણી, ભ્રમણા ભાઇ પરિહરે,
બુદ્ધિસાગર આતમધ્યાને, વછિત કારજ સરે ફોગટ૦ ૩

૧૧

મનમામાલિનીએ જીવો ગોરખ—એ રાગ

નિર્ભય દેશનારે વાસી આતમ, પડે શુ માયા જાળમા,
અસખ્યપ્રદેશીદેશ તારો, નિરાકાર ગુણવાનજી,
જરા મરણ નહીં દેશમા તે, નિશ્ચલસુખનુ ઠાણુ નિર્ભય૦ ૧

રોગ શોગ વિયોગ નહીં જ્યા, મમતાને અભિમાનજી,
પ્રતિપ્રદેશે સુખ અનતુ, સમતા અમૃત પાન નિર્ભય૦ ૨

જ્ઞાનગુણથી દેશમા નિજ, ભાસે સર્વપદાર્થજી,
નિત્ય અવિચલ દેશ તારો, શુદ્ધ એ પરમાર્થ નિર્ભય૦ ૩

જ્યોતિમાંહી જ્યોત પ્રગટી, કરતાં દેશનું ધ્યાનજી;
અનુભવવાશી ઓળખ્યોતો, આવ્યું નિજપદ ભાન. નિર્ભય૦ ૪

ભમો શું માયા દેશમાં ભાઇ, નહીં જ્યાં સુખનો લેશજી;
બુદ્ધિસાગર ચેતીલ્યો ભાઇ, પામી અવશર એશ. નિર્ભય૦ ૫

૧૨

રાગ ઉપરનો.

નિર્ભય બ્રહ્મરૂપી તું સદા છે, શોધતો ક્યાં અન્યમાં;
ઉપાદાન કારણથકી નહીં, ભિન્ન તું કો કાલમાં,
શુદ્ધમારગ ઓળખીને, ઉવટ મારગ મા ચાલ. નિર્ભય૦ ૧

ઝાંઝવાના પાણી જેવી, જૂઠી માયા જાળજી;
ભ્રમણામાંહી ભૂલી વ્હાલમ, ધૂલી શિર મા ડાલ. નિર્ભય૦ ૨

સૂરજ વાદળ વીંટીંયો પણ, કદી નહીં બદલાયજી;
ધ્યાનવાયુ યોગે તારૂં, શુદ્ધરૂપ પ્રગટાય. નિર્ભય૦ ૩

આપોઆપ વિચાર હંસા, સોડહં સોડહં ધ્યાનજી;
બુદ્ધિસાગર આતમા સો, સિદ્ધ બુદ્ધ ભગવાન. નિર્ભય૦ ૪

૧૩

રાગ સોરઠ.

સાધુભાઇ સમરસ અમૃત પીવો, જન્મ જરા મરણાદિક વારી,
સાદિ અનંતસ્થિતિ જીવો. સાધુ૦ ૧

અસ્તિનાસ્તિ સ્યાદ્વાદસ્વરૂપી, અનેકાંત મત સમજો,
ગુણપર્યાય સ્વરૂપ વિચારી, આતમદ્રવ્યે રમજો. સાધુ૦ ૨

પંચદ્રવ્યથી ભિન્ન વિચારી, પર ઉપયોગ ન દીજે;
પક્ષાષ્ટક સોડહંપદ સમરો, અનહદ આનંદ લીજે. સાધુ૦ ૩

ચારનિક્ષેપે ચરણ વિચારી, નિજપદ સ્થિરતા કીજે;
ભય ચંચળતા પરગ્રાહકતા, તેથી દૂર રહીજે. સાધુ૦ ૪

પંકજ જલથી રહે જેમ ન્યારૂ, તેમ પરપુદ્ગલ ન્યારો,
અંતરદૃષ્ટિ સદા સ્થિરતામાં, એ પરમાતમ પ્યારો. સાધુ૦ ૫

નિર્મલ નિશ્ચય નિત્ય નિયામક, સાત નયે જેહ જાણે;
બુદ્ધિસાગર આતમરાયા, એ ચઢતે ગુણઠાણે સાધુ૦ ૬

૧૪

મનમામાલીની—એ રાગ.

અનુભવ આતમાની વાત કરતાં, લહેરી સુખની આવશે,
રોગી નહીં તું ભોગી નહીં તું, જાડો નહીં તલભારજી,
દેહમાં વસિયો માયા રસિયો, અનુપયોગે ધાર અનુભવ૦ ૧

તુજથી સહુ શોધાય વ્હાલા, આદિ નહીં તુજ અંતજી,
માયામાં મસ્તાન થઈ તું, લાખચોરાશી ભમંત અનુભવ૦ ૨

પરસ્વભાવે ભાન ભૂલી, ઠર્યો નહીં એક ઠામજી,
પાદ હેઠળ ઋદ્ધિ પરગટ, દેખે નહીં દુઃખધામ અનુભવ૦ ૩

દેવ સાહિબ રીઝીને તને, આપી નરની દેહજી,
સાધ્ય સિદ્ધિ સાધી લે તું, માગ્યા વરસ્યા મેહ અનુભવ૦ ૪

સોડહં સોડહં ધ્યાનયોગે, જાગે આતમ જ્યોતજી,
બુદ્ધિસાગર ભાનું પ્રગટે, થાય ભુવન ઉદ્યોત અનુભવ૦ ૫

૧૫

અલખ દેશમેં વાસ હમારા, માયાસેં હમ હૈ ન્યારા,
નિર્મલ જ્યોતિ નિરાકાર હમ, હરદમ હમ ધ્રુવકા તારા અ૦ ૧

સુરતા સંગે ક્ષણ ક્ષણ રહેના, દુનિયાદારી દૂર કરણી,
સોહંજપકા ધ્યાન લગાના, મોક્ષ મહેલકી નિસરણી અ૦ ૨

પઢના ગણના સબહી જૂઠા, જબ નહીં આતમ પીછાના,
વર વિના ક્યા જાન તમાસા, લુણબિન ભોજનકા ખાના. અ૦ ૩

આતમજ્ઞાન વિના જન જાણો, જગમાં સઘળે અંધિયારા;
સદ્ગુરૂસંગે આતમધ્યાને, ઘટભિંતરમેં ઉજીયારા. અ૦ ૪

સબસેં ન્યારા સબ હમમાંહિ, જ્ઞાતા જ્ઞેયપણા ધારે;
બુદ્ધિસાગર ધન ધન જગમેં, આપ તરે પરકું તારે. અ૦ ૫

૧૬

દેખો ભાઈ મહા વિકલ સંસારી—એ રાગ.

અનુભવ આતમ વાતો કરીએ, સદ્ગુરૂસંગે જ્ઞાન વિચારી;
પરપરિણતિ પરિહરીએ.......................... અનુભવ૦ ૧

મારૂં તારૂં પરમાં માની, ભવજલધિ કેમ તરીએ ?
પ્રતિપ્રદેશે કર્મવર્ગણા, વાર અનંતી વરીએ. અનુભવ૦ ૨

આચ્છાદિત આતમની ઋદ્ધિ, ભૂલ્યો ભવજલ દરીએ;
ઉત્પત્તિ સ્થિતિ વ્યયને વિચારી, અંતર દૃષ્ટિ ધરીએ. અનુભવ૦ ૩

નયનિક્ષેપે આતમ જાણી, કઠિન કર્મ નિર્જરીએ;
બુદ્ધિસાગર અચળ મહોદય, શાશ્વત શિવપદ વરીએ. અનુભવ૦ ૪

૧૭

નિશાની કહા બતાવું રે—એ રાગ.

નગુરાનો સંગ ન કીજે રે, સંગતથી ગુણ જાય;
કેળાની સંગત થકી રે, વાસ કણીકનો જાય;
ગંગાજલ જલધિ મળ્યું રે, તુરત ગુણ પલટાય. નગુરા૦ ૧

સડેલ પાનના સંગથી રે, શુભપાન વિણશાય.
કાગ સંગથી હંસલો રે, મૃત્યુ અવસ્થા પાય. નગુરા૦ ૨

સંગત જેવી પ્રાણીને રે, તેવો તે થઇ જાય;
વેશ્યાની સંગત થકી રે, વિષયે મન લલચાય. નગુરા૦ ૩

સત્ય તત્વ સમજે નહીં રે, સત્યમાર્ગ અજ્ઞાન;
આપમતિએ ચાલતા રે, બુદ્ધિહીન નાદાન. નગુરા૦ ૪

સંગત તેની વારીએ રે, કરીએ સદ્‌ગુરૂ સંગ,
શાસ્ત્રોથી પણ સગનો રે, ચોલ મજીઠ સમ રંગ     નગુરા૦ ૫

પ્રેમે સગતિ પારખી રે, કરીએ મનવિશ્વાસ;
બુદ્ધિસાગર ટેકથી રે, રહીએ સદ્‌ગુરૂપાસ     નગુરા૦ ૬

૧૮

નિશાની કહા બતાવુ રે—એ રાગ.

સુગુરાની સગત કીજે રે, સગતથી ગુણ થાય—
પાર્શ્વમણિના સગથી રે, લોહ તે સોનુ થાય,
ઇયળ ભમરી સગથી રે, ભમરીનુ પદ પાય     સુગુરા૦ ૧

સુસગતથી ગુણ વધે રે, દોષો દૂરે જાય,
ભ્રાન્તિ ભ્રમણા સહુ ટળે રે, સત્યરૂપ પ્રગટાય     સુગુરા૦ ૨

ભ્રમણામા દુનિયા ફરે રે, માને દુખમા સુખ,
સ્વપ્ન સુખલડી ભક્ષતા રે, ક્યાથી ભાગે ભૂખ     સુગુરા૦ ૩

યથામતિ રૂચિયકી રે, જેવી સંગત થાય,
તન્મયવૃત્તિ ફેરથી રે, શુદ્ધજ્ઞાન ન ગ્રહાય     સુગુરા૦ ૪

દુર્લભ દેવ આરાધના રે, દુર્લભ સદ્‌ગુરૂસેવ,
સદ્‌ગુરૂ સેવન ભક્તિથી રે, પામો અમૃતમેવ     સુગુરા૦ ૫

જેની જેવી યોગ્યતા રે, તેવો આપે બોધ,
બુદ્ધિસાગર સેવીએ રે, સદ્‌ગુરૂની કરી શોધ     સુગુરા૦ ૬

૧૯

સોવે સોવે મારી ભેન ગુમાન—રાગ પીલુ

પરઘટ ભટકત સુખ ન સ્વામી, વિનતિ સમજ સુજ અતર્યામી,
કાલ અનાદિ ભટક્યો વ્હાલમ, સ્વપ્નામા પણ સુખ ન દીઠુ,
અશુદ્ધપરિણતિ કારજ એમળ, ભ્રાન્તિથી મનમાને મીઠુ પ૦ ॥૧॥

ઢાળ અનાદિ પડ્યા નવી છુટે, નિર્મલ નિજધન ચોરો લુંટે;
આત્મિક સહજ સ્વભાવ જો પ્રગટે, ચેતન શક્તિ સહજ વિખૂટે પ૨૦ ॥૨॥

ક્ષાયિકપન્ચક લબ્ધિભોગી, યોગી પણ જે સહજ અયોગી;
સ્થિતિ સાદિ અનન્ત વિલાસી, આવિર્ભાવે શુદ્ધપ્રકાશી. પ૨૦ ॥ ૩ ॥

ધ્યાતાં નિર્મલ ધ્યાનપ્રભાવે, નિજઘર સાહિબ ક્ષણમાં આવે;
બુદ્ધિસાગર અવસર પાકર, ધ્યાનાનંદી પદ નિજગાવે. પ૨૦ ॥ ૪ ॥

## ૨૦.

આશાવરી—રાગ.

અવધુત્ અનુભવ પથ કોઈ રાગી, દૃષ્ટિ અન્તર જસજાગી. અવ૦

જલપંકજવત્ અન્તર ન્યારા, નિદ્રાસમ સંસારા;
હંસ ચંચુવત્ જડ ચેતનકું, ભિન્ન ભિન્ન કર ધાર્યા. અવ૦ ૧

પુદ્ગલ સુખમેં કબહુ ન રાચે, ઉદયિક ભાવે ભોગી;
ઊદાસીનતા પરિણામે તે, ભોગી નિજ ધન યોગી. અવ૦ ૨

ક્ષાયોપશમિકભાવે મતિશ્રુત—, જ્ઞાને ધ્યાન લગાવે;
આપહિ કર્ત્તા આપ અકર્ત્તા, સ્થિરતાએ સુખ પાવે. અવ૦ ૩

કારક ષટ્ ઘટ અન્તર્ શોધે, પરપિરિણતિકું રોધે;
બુદ્ધિસાગર ચિન્મયચેતન, પરમાતમપદ બોધે. અવ૦ ૪

## ૨૧.

અરે જીવ શીદનેકલ્પના કરે.—એ રાગ.

સુખ દુઃખ ભોગવવાં જીવ પડે, કર્યું દૈવ ક્ષણમાં આવીને અડે.
કનક કોટિ પ્રાપ્ત કરવા, કોઈક દ્વીપ સંચરે;
વહાણમાંહી બેશીજાતાં, અર્ધપંથમાં મરે. કર્યું૦ ૧

એક પિતાના પુત્ર બેને, જનની સાથે જણે;
એક નિરક્ષર મૂર્ખ રહેવે, જ્ઞાની જગ એમ ભણે. કર્યું૦ ૨

લુમ્બ આંબાકેરી લેવા, કોઈક આડે ચડે,
આયુષ્ય અવધિ આવી હોય તો, પલક માહિ પડે. કર્યું૦ ૩

ધનારૂ હોય તે થાય જીવડા, શીદને ચિન્તા કરે,
બુદ્ધિસાગર આતમ ધ્યાને, વાઞ્છિત કાજ સરે. કર્યું૦ ૪

૨૨

નહિ અલખ લખ્યા કબુ જાવેરે, કોઈ અનુભવી મનમા ભાવે ॥
મન વાણી કાયાથી ન્યારા, નિરાકાર નિર્ધાર,
જાતિલિંગ વચન નહિ જામે, સોહિ સાહિબ દિલપ્યારારે કો૦ ૧

સ્યાદ્વાદ સત્તાએ પૂરા, કોઇ ન વાતે અધુરા,
કાયરસે તે રહેવે દૂરા, પામે ચિદ્દઘન જનને શૂરારે કોઇ૦ ૨

ભેદજ્ઞાન રવિ અન્તર પ્રગટે, મોહતિમિર સહુ વિઘટે,
આતમ તે પરમાતમરૂપે, ઈયળ ભૃંગ જ્યું ચટકેરે કોઇ૦ ૩

સદ્દગુરૂસંગે અમૃત પામી, રોગ શોગ સહુ વામી,
બુદ્ધિસાગર નિર્ભય ખેલે, ધ્યાને સદા નિર્નામીરે કોઇ૦ ૪

૨૩

રાગ સોરઠ.

સાધુ ભાઈ અલખ નિરંજન સોઙહ,
પંચભૂતથી ન્યારા વર્તે, પૂછો અતર કોઙહ સાધુ૦ ૧

રૂપાતીત સ્વરૂપી પરગટ, રૂપારૂપ પ્રકાશી,
સહજસ્વભાવે સમતા ધારી, અત્યાનંદ વિલાસી સાધુ૦ ૨

સબ ઋદ્ધિ ઘટ અતર તેરા, ખોજત મિટત અન્ધેરા,
અગમપંથકા વાસી હંસા, શું માને જગ મેરા સાધુ૦ ૩

અનેકકું એકમાહિ સમાવી, સ્થીર દૃષ્ટિથી ધ્યાવે,
નિર્મલ નિર્ભય નિશ્ચય નિરખી, આપો આપ સુહાવે સાધુ૦ ૪

એક મિથ્યા તબ સબકું છાડ્યા, દુર્ઘટ ઘાટ ઓળઘી,
બુદ્ધિસાગર નિર્ભય ખેલે, સમતાનંદ તરંગી સાધુ૦ ૫

૨૪

રાગ સોરઠ.

સાધુભાઇ ધ્યાન સમાધિ વરીજે, આત્મસમાધિ પાકર પ્રેમે,
ભવ જલધિકું તરીજે. સાધુ૦ ૧

અસંખ્યપ્રદેશી આપોઆપે, સ્થિર ઉપયોગે ભાસે;
સ્વપ્ન દશાસમ સંસારે તબ, મનડું કબહું ન વાસે; સાધુ૦ ૨

બાહિર વાસકું ત્યાગી અન્તર, શુદ્ધવાસમાં વશીએ;
અખેદપ્રવૃત્તિ નિર્ભયરૂપે, કરતાં લેશ ન ખસીએ. સાધુ૦ ૩

અનુભવ દર્શન દશા પામી, વીર્યોલ્લાસ વિકાસે;
સહજ સ્વરૂપી રૂપારૂપી, જ્ઞાતાજ્ઞેય પ્રકાશે. સાધુ૦ ૪

જ્યાં લો અંતર તત્ત્વ ન ધ્યાવે, ત્યાં લો સુખ નહિ પાવે;
અંતર શોધી બોધી પદ નિજ, સત્યાનન્દ કહાવે. સાધુ૦ ૫

નામયોગથી કાજ ન સીઝે, ચું સાહિબ કયું રીઝે;
સદ્ગુરૂ સંગે રહીએ નિશદિન, અનુભવ પ્યાલા પીજે. સાધુ૦ ૬

ષટ્ દર્શનકા ઝઘડા ભેદી, થાવે ચિદ્ઘન વેદી;
છેદી કર્માષ્ટકકા ઝઘડા, કબહુ ન હોવત ખેદી. સાધુ૦ ૭

બૂઝો પૂજો આતમપદકું, ભોગી પણ તે અભોગી;
બુદ્ધિસાગર શિવપદ સાધે, તો નિશ્ચયથી યોગી. સાધુ૦ ૮

૨૫

રાગ સોરઠ.

સાધુભાઈ સમય સુધારસ પીજે, અન્તર આતમ હીરો પરખી,
સુખકર તેહ ગ્રહીજે. સાધુ૦ ૧

શુદ્ધસ્વરૂપે રૂપારૂપી, નિત્યાનિત્ય વિલાસી;
પરપુદ્ગલથી ન્યારો વર્તે, લોકાલોક પ્રકાશી. સાધુ૦ ૨

અન્તર અખય ખજાનો ભારી, વર્તે છે સુખકારી,
લક્ષ્ય લગાવી લેવો ભાઈ, સમજો નરને નારી સાધુ૦ ૩

વેદક આતમ પણ નહિ વકતા, અનુભવ અંતર ધારો,
એલે આતમ આપ સ્વભાવે, તો હોવે ભવપારો સાધુ૦ ૪

જો સમજે તો સમજી લેને, મળીયું ઉત્તમ ટાણું,
જેવું ઉત્તમ ષડ્રસ ખાણું, તેવું શિવ વહુ આણું સાધુ૦ ૫

નિજપદ વાસી તું અવિનાશી, છે તું ગુણગણરાશી,
બુદ્ધિસાગર આતમધ્યાને, ઝગમગ જ્યોત વિલાસી સાધુ૦ ૬

૨૬

એણી પેરે ધ્યાન ધરીજે, ઘટ અન્તર એણીપેરે ધ્યાન ધરીજેરે-હેજી ॥
મનકર વશમે ને તનકર કબજે, આતમરૂપ સમરીજેરે હેજી,
આસન મારી આશા મારી, સમતાભાવ વરીજે ઘટ૦ ૧

સ્થિર ઉપયોગકરી ધ્યાવોનર માહિલા, ચિત્ત પરમા નવી દીજે રે હેજી,
અસખ્ય પ્રદેશી પરમાતમ સો, પોતાના પર રીઝે ઘટ૦ ૨

જિન કેમ દીનથાય ગ્રહે નિજ પદ તણ, ઝગમગ જ્યોતિ જગાવેરે હેજી,
બુદ્ધિસાગર નિર્ભયદેશી, સમજે તે નર પાવે ઘટ૦ ૩

૨૭

( રાગ—ઉપરનો )

એણીપેરે પ્રભુ સમરીજે, ઘટ અન્તર એણીપેરે પ્રભુ-સમરીજેરે હેજી
ક્રોધ કપટ કળીયાથી અલગા, રાગદ્વેષ દૂર કીજેરે, હેજી,
ચિત્તવારી પરમાથી પ્રેમે, અન્તર સુરતા દીજે ઘટ૦ ૧

અલખ અરૂપી અજરામર હમ, સમરતા દિલ ઉજીયારીરે, હેજી,
ધ્યાન કરતા ત્રિભુવન સાહિબ, આપે શિવસુખ ભારી ઘટ૦ ૨

અનુક્રમે યોગાભ્યાસ કરીને, જીવ શિવરૂપતા પાવેરે, હેજી,
બુદ્ધિસાગર સમજે તેને, ભવભ્રમણા દૂર જાવે ઘટ૦ ૩

૨૮.

ભયા અનુભવ રંગ મજીઠારે–એ રાગ

ગુરૂ વિના કોઈ તત્ત્વ ન પામે રે, ભટકત ભટકત દેશો દેશે.
જ્યાં ત્યાં ગુરૂની બુદ્ધિ ધારી, વન્દન કરવા દોડે;
દુષ્ટ ગુરૂનો સંગ કરીને ફોગટ માથું ફોડે. ગુરૂ૦ ૧

ધોળું તેટલું દૂધ ગણીને, નિજ બુદ્ધિથી ચાલે;
આક ગોદૂધ ભેદ ન જાણે, ચાલે ડાકડમાલે. ગુરૂ૦ ૨

અન્તર તત્વ વિના જગમૂઢા, ગુરૂનું નામ ધરાવે;
ભોળાજન ભરમાવી પોતે, દોડી દુર્ગતિ જાવે. ગુરૂ૦ ૩

સદ્‌ગુરૂ શ્રદ્ધાવિણુ આ જગમાં, કબુ ન આવે પારો;
જ્યાં જ્યાં જાવે ત્યાં તે તેવો, એ મૂરખનો ધારો. ગુરૂ૦ ૪

આતમજ્ઞાની સદ્‌ગુરૂકેરા, ધરો મનમાં વિશ્વાસા;
બુદ્ધિસાગર આપસ્વભાવે, થાવે સદ્‌ગુરૂ દાસા. ગુરૂ૦ ૫

૨૯

( રાગ ધીરાનો )

દુનિયા છે દીવાનીરે, તેમાં શું તું ચિત્ત ધરે;
જોને જરા જાગીરે, માયામાં મુંઝી શાને ફરે. દુનિયા. ૧

દુનિયાદારી દુઃખ કરનારી, દૃષ્ટિ ફેરફેર,
જેવી દૃષ્ટિ તેવો તું છે, સમજે નહિ તો અન્ધેર;
માયાના બાંધ્યા જીવોરે, કારજ કાજે કરગરે. દુનિયા. ૨

દુનિયા જીતી નહિ જીતાશે તેમાં રાખે ચિત્ત,
જશ અપજશમાં મન જો વર્તે, તો નહીં થાય પવિત્ત;
જગત્‌ભાન ભૂલેરે, કારજ સહુ સહેજે સરે. દુનિયા૦ ૩

ઘડીમાં સારો ઘડીમાં ખોટો, દુનિયા બોલે બોલ,
ખોટાને સારો કોઇ કહેવે, કોણ કરે તસ તોલ;
સમજીને સૌ સહેવુંરે, કરશે જેવું તેવું ભરે. દુનિયા૦ ૪

સ્વપ્ના જેવી દુનિયાદારી, દર્પણુમા મુખ છાય,
આત્મવિના પુદ્ગલમા ખેલે, સુખ કદી નહીં થાય,
સમજે સમજુ શાણારે, ચિદ્ઘન અર્થી શાન્તિ વરે દુનિયા૦ ૫

સૌથી ન્યારો ચિદ્ઘન પ્યારો, અતર આતમ લેખ,
પરમાતમ પ્રગટ પોતે તુ, શુકલધ્યાને દેખ,
બુદ્ધિસાગર સમજીરે, વળજો ચિદાનન્દ ઘરે દુનિયા૦ ૬

૩૦

રાગ ધીરાનો

અનુભવી આવોરે, અનુભવ વાત કરો,
માયાની ભૂલ ભાગીરે, દેખાડો શિવમાર્ગ ખરો અનુ૦ ૧

ચર્મ નયનથી મારગ જોતા, મારગ નાવે હાથ,
બાહિર નયણે મારગ જોતા, ભુલ્યો ત્રિભુવનનાથ,
માયાની મોજ મારીરે, તેને હવે અપહરો અનુભવી૦ ૨

ભૂલ્યો ઝૂલ્યો ભવમા ભારે, ખરે દિવસ અધાર,
અધારે અથડાણો જ્યા ત્યાં, લાખ ચોરાશી મઝાર,
આડો અવળો દોડયોરે, વિનતડી દીલ ધરો અનુભવી૦ ૩

ખાવુ પીવુ મન નવી ભાવે, સમજુ તોપણુ મૂઢ,
મુજ મન કોઈ ન તુમ વિણુ જાણે, એ અતરનુ ગુઢ,
ગપ્પા હાકી ગાયોરે, કારજ મુજ કો ન સર્યો અનુભવી૦ ૪

જ્યા ત્યા જાઇ પૂછ્યુ તુજને, વિરલા જાણે તુજ,
તુજ વિણુ મદિર સુનુ લાગે, પાડે ન કોઈજન સુજ,
કુગુરૂએ ઘેર્યોરે, અજ્ઞાને હુ લટથડયો, અનુભવી૦ ૫

અનુભવીએ અનુભવ આપ્યો, અતરનયણે દેખ,
બુદ્ધિસાગર અગમપન્થમા, મરખા આતમ લેખ,
સદ્ગુરૂના સગેરે, મુક્તિસુખ સહેજે વરો અનુભવી૦ ૬

### ૩૧

રાગ ધીરાના પદનો.

અજ્ઞાની અથડાણારે, સત્ય નવી સમજી શકે,
પોતાની હઠ પકડીરે, મનમાને તેવું બકે. અજ્ઞાની૦ ૧

સત્ય ન સોધ્યું અંતર નયણે, જડમાં માને ધર્મ,
ધર્મ મર્મનો ખ્યાલ કરે નહિ, બાંધે ઉલટાં કર્મ;
અંધારૂં અજવાળેરે, કહો કેમ ટકી શકે, અજ્ઞાની૦ ૨

જાનડીયા જેમ વરવિના તેમ, જ્ઞાની વિના ગ્રંથ,
નાક વિના જેમ મુખ ન શોભે, અનુભવી વિણ તેમ પંથ;
છીપ રૂપા જેવીરે, આઘેથી જોતાં ચગચગે. અજ્ઞાની૦ ૩

આપમતિ ત્યાં યુક્તિ ખેંચી, મતની તાણાતાણ,
કરતા કર્મ વધારે લોકો, સાત નયોના અજાણ;
જ્ઞાનીની આગળ આવીરે, કહો કેમ ટકીશકે. અજ્ઞાની૦ ૪

ભૂલ્યો કહેતાં ભૂલ ન ભાગે, પ્રગટે જો ઘટજ્ઞાન,
ત્યારે ભ્રમણા ભ્રાન્તિ ભાગે, આવે આતમસાન;
બુદ્ધિસાગર બોધેરે, અંતર સૂર ઝગમગે. અજ્ઞાની૦ ૫

### ૩૨

રાગ ઉપરનો.

જ્ઞાનીની સંગ સારીરે, સમજો મન નરનારી,
જંગમ કલ્પવલ્લિરે, જ્ઞાનીની સંગ નિર્ધારી. જ્ઞાની૦ ૧

પત્થર પત્થર રત્ન ન હોવે, યુગે યુગે નહિ દેવ,
ઠામ ઠામ નહિ કલ્પવૃક્ષ જ્યું, ત્યું જ્ઞાનીગુરૂ એવ,
પાપ પલકમાં કાપેરે, દેખાડે શિવપુર બારી. જ્ઞાની૦ ૨

ઘટમાં પરમાતમ દેખાડે, શાશ્વત સુખ ભંડાર,
અનુભવજ્ઞાને સ્થિરતા આપે, ભય ચંચલતા વાર;
વાસના વિષ વારીરે, આપે પદ અણાહારી, જ્ઞાની૦ ૩

પાર્શ્વમણિથી બહુ ચઢીયાતા, જ્ઞાની સદ્ગુરૂ સન્ત,
અર્પે આતમરૂપ ખરેખર, કરી મિથ્યાત્વનો અંત,
મિથ્યા ટેવ વારીરે, શુદ્ધપદે ચિત્ત હારી        જ્ઞાની૦ ૪

મહાતીર્થ મહાદેવ મહેશ્વર, કરો જ્ઞાનીનો સંગ,
આપોઆપસ્વરૂપે વર્તો, પામી અનુભવરંગ,
બુદ્ધિસાગર બોધે રે, અંતર ઘટ ઉજીયારી        જ્ઞાની૦ ૫

૩૩

રાગ ઉપરનો

પત્થરના નાવે બેશીરે, તરનાર કેણીપેરે તરે,
તેલ આશા રેતીરે, પીલે કહો કેમ સરે        પત્થર૦ ૧

જલ વલોવો માખણ અર્થે, તે તો નિષ્ફલજાય,
અજ્ઞાની કુગુરૂની સંગે, તત્ત્વ કશું ન જણાય,
અંધાને દોર્યો અંધેરે, ઠામ કેણીપેરે ઠરે        પત્થર૦ ૨

બાવળીયાને બાથ ભરો પણ, સરે ન કાર્ય લગાર,
કૂકાની કદી પાત ન બનશે, બર લીંડે પાપડ સાર,
જોઇને તમે જોજોરે, કુગુરૂઓ ઘરોઘરે        પત્થર૦ ૩

ખારાજળથી તૃષા ન ભાગે, કુચકા ભક્ષે ભૂખ,
જુઓ વિચારી મનમા સમજુ, ઉલટું થાવે દુખ,
સડેલ શઠની સંગેરે, કહો કોઇ કેમ સુધરે        પત્થર૦ ૪

આતમ કર્મ સ્વરૂપ ન જાણે, કારણ કાર્ય સ્વરૂપ,
ગુણ પર્યાય દ્રવ્ય નહિ જાણે, તે શું ટાળે ધૂપ,
તાડવૃક્ષ છાયારે, તાપ કેણી રીતે હરે        પત્થર૦ ૫

ભિક્ષુક ઘરમા હસ્તી બાંધ્યો, ખાવે શું ખોરાક,
બુદ્ધિસાગર એવીપેરે બોલે, કુગુરૂ છે નાપાક,
સુગુરૂને સેવેરે પંચમીગતિ પ્રાણી વરે        પત્થર૦ ૬

૩૪

॥ રાગ સવૈયા. ॥

તત્વ સ્વરૂપી અલખ બ્રહ્મ તું, પરમાતમ પરગટ પોતે,
ઘટમાં વસિયો માયા વશથી, જડમાં નિજને શું ગોતે, તત્વ૦ ૧

અજરામર અવિનાશી અરૂપી, આંખ મીંચકર અવધારો;
રટના અવિહડ પદની લાગે, તો હોવે ઘટ ઉજીયારો. તત્વ૦ ૨

અવિચલ અસંખ્ય પ્રદેશી આતમ, ચિદ્‌ઘન ચેતન તું પ્યારો,
નિત્યાનિત્ય સ્વરૂપી જ્ઞાતા, અનેકાન્તમત નિરધારો. તત્વ૦ ૩

પરમેષ્ટીમય પરગટ પોતે, સમજ સમજ આતમદેવા,
બુદ્ધિસાગર પ્રેમભાવથી, કરવી તેની દિલ સેવા. તત્વ૦ ૪

૩૫

અવસર બેર બેર નહીં આવે—એ રાગ.

પ્રભુજી તુમ દર્શન સુખકારી, તુમ દર્શનથી આનંદ પ્રગટે,
જગજન મંગલકારી. પ્રભુજી૦ ૧

તપ જપ કિરિયા સંયમ સર્વે, તુમ દર્શનને માટે;
દાન ક્રિયા પથ તુજ અર્થે છે, મળતો નિજઘર વાટે. પ્રભુજી૦ ૨

અનુભવ વિણુ કથની સહુ ફીકી, દર્શન અનુભવયોગે,
ક્ષાયિકભાવે શુદ્ધસ્વભાવે, વર્તે નિજગુણભોગે. પ્રભુજી૦ ૩

દેશ વિદેશે ઘરમાં વનમાં, દર્શન નહીં પામીજે;
દર્શન દીઠે દૂર ન મુક્તિ, નિશ્ચયથી સમજીજે. પ્રભુજી૦ ૪

ચેતનદર્શન સ્પર્શનયોગે, આનંદ અમૃતમેવા;
બુદ્ધિસાગર સાચો સાહિબ, કીજે ભાવે સેવા. પ્રભુજી૦ ૫

---

૩૬

અજપાજાપે સુરતા ચાલી—એ રાગ

સ્વપ્ન જેવી દુનિયાદારી, કદી ન તારી થાનારી;
દૃષ્ટિ ખોલકર દેખો હંસા, મિથ્યા સબ જગકી યારી સ્વપ્ના ૧

દર્પણમાં પ્રતિબિમ્બ નિહાળી, શ્વાન ભ્રાન્તિથી બહુ ભસ્યો,
જૂઠીમાયા જૂઠી કાયા, ચેતન તેમાં બહુ ધસ્યો સ્વપ્ના ૨

નિજ છાયા કૂપ જલમાં દેખી, કૂદી કૂપે સિંહ પડ્યો,
પર પોતાનું માની ચેતન, ચાર ગતિમાં રડવડ્યો સ્વપ્ના ૩

છીપોમાં રૂપાની બુદ્ધિ,–માની મૂરખ પસ્તાયો,
જડમાં સુખની બુદ્ધિ ધારી, જ્યાં ત્યાં ચેતન બહુ ધાયો સ્વપ્ના ૪

કુટુમ્બ કબીલો મારો માની, કીધાં કર્મો બહુભારી,
અંતે તારૂં થશે ન કોઈ, સમજ સમજ મન સંસારી સ્વપ્ના ૫

જન્મ્યા તેતો જરૂર જાશે, અહીંથી અંતે પરવારી,
સમજ સમજ ચેતન મન મેરા, બુદ્ધિસાગર નિર્ધારી સ્વપ્ના ૬

૩૭

રાગ ઉપરનો

અલખ અગોચર નિર્ભય દેશી, સિદ્ધ સમોવડ તું ભારી,
અનુભવ અમૃત ભોગી હંસા, અકલગતિ વર્તે તારી અલખ૦ ૧

અસંખ્યપ્રદેશે દૃષ્ટિ દેકર, શ્વાસોશ્વાસે ઘટજાગો,
સ્થિરતા સમતા લીનતા પામી, દૂરે પર પરિણતિ ત્યાગો અલખ૦૨

ભેદજ્ઞાનથી ભાવો ભવિકા, આતમ રત્નત્રયી સ્વામી,
અભેદદૃષ્ટિ અંતર લક્ષી, થાવો શિવપદ સુખગામી અલખ૦ ૩

ભાવ્યદશા પૂરણ જસ હોવે, આતમધ્યાને મન લાગે,
બુદ્ધિસાગર ધન્ય નરજગ, પ્રણમો સન્તો દિલરાગે અલખ૦ ૪

૩૮

રાગ પ્રભાતિચાલ.

એસા સ્વરૂપ વિચારો હંસા, ગુરૂગમ શૈલી ધારીરે.
પુદ્ગલ રૂપાદિકથી ન્યારો, નિર્મલ સ્ફટિક સમાનોરે;
નિજ સત્તા ત્રિહુંકાલે અખણ્ડિત, કબહુ રહે નહિ છાનોરે. એસા૦ ૧

ભેદજ્ઞાન સૂર ઉદયે જાગી, આતમ ધંધે લાગોરે;
સ્થિરદૃષ્ટિ સત્તાનિજ ધ્યાયી, પર પરિણમતા ત્યાગોરે. એસા૦ ૨

કર્મબંધ રાગાદિક વારી, શક્તિ શુદ્ધ સમારીરે;
ઝીલો સમતા ગંગાજલમેં, પામી ધુવકી તારીરે. એસા૦ ૩

નિજગુણ રમતો રામ ભયો જબ, આતમરામ કહાયોરે,
બુદ્ધિસાગર શોધો ઘટમાં, નિજમાં નિજ પરખાયોરે. એસા૦ ૪

૩૯

જીવલડા ઘાટ નવા શીદ ઘડે—એ રાગ.

પરમપદ પરખેતો સુખ મળે, અનાદિ દુઃખની ભ્રાન્તિ ટળે ॥
શુદ્ધસ્વરૂપે ભળે ચેતના, નિજધન નિજમાં મળે;
સાધ્યલક્ષી આતમા થઈ, અકલપણે નિજ કળે. પરમ૦ ૧

ત્યાગી થઈને ત્યાગી લે તું, અવસર આવ્યો ફળે;
બુદ્ધિસાગર જાગતાં ઘટ, કર્મનું કશું નહીં વળે. પરમ૦ ૨

૪૦

એની પ્યારીરે મારી—એ રાગ.

વીર પ્રભુ વ્હાલારે મારા, લાગે મનમાં અતિશય પ્યારા. વીર;
ત્રિશલા નંદનરે નાણી, પાંત્રીસ ગુણથી શોભે વાણી. વીર૦ ૧

દુનિયાદારીરે ત્યાગી, આતમગુણથી પ્રીતિ લાગી, વીર;
ત્રીશે વર્ષેરે દીક્ષા, લીધી જગજન કરવા શિક્ષા. વીર૦ ૨

કેવળ કમળારે પામ્યા, જન્મ જગદિક દુ:ખડાં વામ્યા, વીર,
બુદ્ધિસાગરરે સેવા, ભાવે કરતા શિવસુખ મેવા વીર૦ ૩

૪૧

પરખીને લેજો નાણુરે-એ રાગ

માયા ન મુરખ તારીરે, શુ માને મારી મારી,
મારી મારી કરતા તારી, ઉમ્મર સહુ પરવારીરે
માયા ન તારી, માયા૦ ૧

રાવણ સરખા રાજા ચાલ્યા, ચાલ્યા રંક ભીખારીરે
માયા ન તારી માયા૦
જેની હાકે ધરણીધ્રૂજે, તે પણ ચાલ્યા હારીરે
માયા ન તારી, માયા૦ ૨

ડહાપણના દરિયામા ડૂલી, શિરપર ધૂલી ડારીરે,
માયા ન તારી, માયા૦
કપટ કળામા કાળો થઇને, મારી પેટ કટારીરે
માયા ન તારી, માયા૦ ૩

નિર્દય નક્ટ નાગો થઈને, કીધી ચોરી જારીરે,
માયા ન તારી, માયા૦
દગા પ્રપચો પાખડ માડી, દોડ્યો નરકની બારીરે
માયા ન તારી, માયા૦ ૪

અભિમાનના તોરે ફૂલી, વાત કરી તકરારીરે,
માયા ન તારી, માયા૦
વાતવાતમા લડી પડયો તુ, ધર્મ ન હૃદયે ધારીરે
માયા ન તારી, માયા૦ ૫

નિંદામા નિશદિન શૂરો થઇ, દોષ કર્યા તે ભારીરે,
માયા ન તારી, માયા૦
સતની સગત કદિ ન કીધી, પાપીથી પ્રીતિ પ્યારીરે
માયા ન તારી, માયા૦ ૬

લાલચુ લંપટ લુચ્ચો બની તેં, કરી કુસંગી યારીરે,
માયા ન તારી, માયા૦
ભજન પ્રભૂનું ભુલી તેંતો, ધર્મિસંગ નિવારીરે.
માયા ન તારી, માયા૦ ૭

જ્ઞાનની વાત ન મનમાં ગમતી, પ્યારી ઘેબર ધારીરે;
માયા ન તારી, માયા૦
ફોગટ મમતામાં ફૂલીને, ઉમર આખી હારી રે.
માયા ન તારી, માયા૦ ૮

ચેતો ચેતો ચિત્તમાં ચટપટ, સમજો નરને નારીરે;
માયા ન તારી, માયા૦
આંખ મીંચાએ કશું ન હાથે, જાવું સૌ વિસારીરે.
માયા ન તારી, માયા૦ ૯

કરશો પરમાતમથી પ્રીતિ, ગુરૂ સેવો ઉપગારીરે;
માયા ન તારી, માયા૦
બુદ્ધિસાગર ધર્મીજનની, હું જાઉં બલિહારીરે.
માયા ન તારી, માયા૦ ૧૦

૪૨

પરખીને લેજો નાણુંરે, આ આવ્યું ઉત્તમ ટાણું;
ટેં ટેં કરતાં તુરત વારમાં, આવે જમનું આણુંરે પરખીને૦ ૧

હેં હેં કરીને હસતાં આવ્યું, પરભવનું પસ્તાનુંરે, પરખીને૦
ફૂલણ ફાંફાં મારે શું તું, પડતું રહેશે ભાણુંરે. પરખીને૦ ૨

શું મસ્તાનો થઇને મ્હાલે, ચાલ્યા લાખ નવાણુંરે. પરખીને૦
મોહમાયાના વશમાં થાતાં, પડ્યું ઝાઝમાં કાણુંરે, પરખીને૦ ૩

માથે કાલ ઝપાટો વાગે, ઉંઘણ શું ? ઉંઘાણુંરે. પરખીને૦
થાતાં એદી આળસનો તું, નર્કનું પામે લ્હાણુંરે, પરખીને૦ ૪

પ્રભુને પ્રેમે કદિ ન ભજતા, દુખ વાદળ પથરાણુરે પંખીને૦
જન્મ જગના દુખડા ટાળે, તો તને જોગી જાણુરે પંખીને૦ ૫

હાહા કરતા વર્ષો ગાળે, આત્મિક ધન ભૂલાણુરે પંખીને૦
બુદ્ધિસાગર ચેતો ચેતન, અંતર ગાવો ગાણુરે પંખીને૦ ૬

૪૩

રાગ મરાઠી સાખી

જાગો જોગી અલખ સ્વરૂપી, પૂર્ણાનન્દ વિલાસી,
નિજપદમાહિં વાસ તુમારા, જ્ઞાતાજ્ઞેય પ્રકાશી,
ખેલો આતમરે, અવસર આવ્યો મારો,
જુગો જુગ તુહિ મન પ્યારો ખેલો૦ ૧

ચિદ્‌ઘન શુદ્ધ સ્વરૂપે સોહે, મુનિજનના મન મોહે,
દિનમણિ ત્રણભુવનમા તુ છે, પોતે પોતાને ઓહે ખેલો૦ ૨

અન્તર્ ધન પરખીલે ! તારૂ, સાગમા જે મારૂ,
તન્મય વિશ્વાસી થા તેનો, પ્યારામા જે પ્યારૂ ખેલો૦ ૩

ભૂલી દુનિયાના ડહાપણને, વળજે આતમ વાટે,
ઉંઘીશ નહિ તુ અગમ પન્થમા, માલ છે માથા માટે ખેલો૦ ૪

હાથે નહીં તે માથે કરવુ, અદ્‌ભૂત એહ તમાસા,
પામ્યા અનન્તા પામે તેને, તે પદના તુ પ્યાસા ખેલો૦ ૫

ચિન્તામણિ નિર્ધનના હાથે, તે તો કબહુ ન ચડશે,
માનો મનમા જે તે આવ્યુ, પરભવ માલમ પડશે ખેલો૦ ૬

ચઉટામા મીસરી વેરાણી, કીડી કણાથી ખાવે,
કુંજર તેને ગ્રહી શકે નહિ, યોગ્યતા એ સહુ પાવે ખેલો૦ ૭

જેના માથે સદ્‌ગુરૂ નહીં તે, નગુરા ભટકે ભારે,
બુદ્ધિસાગર આતમ ઉજાગર, સદ્‌ગુરૂ તરે ને તારે ખેલો૦ ૮

૪૪

ચેતાવું ચેતીલેજેરે. એ રાગ.

અરે જીવ પામર પ્રાણી રે, તારૂં કબ્બૂ ન કોઇ થાશે;
સ્વારથનું સગપણ જગમાં સૌ, જ્ઞાની એમ પ્રકાશે. અરે૦ ૧

સાંજ સમે જેમ પંખી ટોળું, ભેગું બેઠું ભાવે;
વ્હાણું વાતાં નિજનિજ પંથે, એકલડાં સહુ જાવે. અરે૦ ૨

સંધ્યાની વાદળીયો જેવું, જૂઠું માયા જાણું;
તેમાં રખડી મરતાં નાહક, સાર કશો નહીં ભાળું. અરે૦ ૩

ખોટું મોટું કરીને માન્યું, રહે ન અંતે છાનું;
અલખ ખલકમાં સાચો સમજી, ઝાલો તેહનું બાનું. અરે૦ ૪

નરભવ દુર્લભ પામી પ્રેમે, કર પરમાતમ પ્રીતિ;
સાચો સાહિબ સત્ય સુઝાડે, ટાળે ભવ ભયભીતિ. અરે૦ ૫

ખટપટ લટપટ ઝટપટ ત્યાગી, પરમાતમને ધ્યાવો;
બુદ્ધિસાગર શાશ્વત સુખડાં, સહેજે સંતો પાવો. અરે૦ ૬

૪૫

સોરઠ.

પરમ પ્રભુ ઘટ અંતરમાં ભાવો, ગાવો ધ્યાવો વધાવો. પરમ૦
પિંડે પરમાતમ વસિયા તસ, પૂજા શુદ્ધ રચાવો;
સમતા જલથી પ્રક્ષાલો વિભુ, તન્મય ત્યાં થઇ જાવો. પરમ૦ ૧

ભાવદયા ચંદનથી અર્ચો, સદ્ગુણ પુષ્પ ચઢાવો;
ક્ષાયિક સમકિત ધૂપ કરો વળી, જ્ઞાનદીપક પ્રગટાવો. પરમ૦ ૨

ક્ષાયિક ચરણનો સ્વસ્તિક કરીએ, અનુભવ નૈવેદ્ય ધરીએ;
આવિર્ભાવે આત્મિક ગુણફળ, ધરતાં મંગળ વરીએ, પરમ૦ ૩

સામગ્રી પૂજનની પામી, પૂજો અંતરયામી;
પૂજક પૂજ્યપણું પ્રગટાવી, થાવો ચિદ્ઘન સ્વામી. પરમ૦ ૪

ગુણસ્થાનક ચોથુ પામીને, લ્યો પૂજનનો લ્હાવો,
બુદ્ધિસાગર પૂજન અર્થે, મળે ન અવસર આવો પરમ૦ ૫

૪૬

સવૈયા

ગુરૂગમથી ભાઇજ્ઞાન ગ્રહો તુમ, ગુરૂ દેવતા ગુરૂ દીવો,
ગુરૂ આખોને ગુરૂ છે પાખો, ગુરૂ ગીતારથ જગ દીવો ગુરૂ૦ ૧

ગુરૂકૃપાથી જ્ઞાનજ પ્રગટે, વિઘટે મિથ્યામલ ભારી,
ચિરજીવજો ગુરૂ ગીતારથ, બૂડતા બેડલી તારી ગુરૂ૦ ૨

દેવ ગુરૂ દો ખડે દેખકર, વન્દો કિસકુ પહેલા ભાઈ,
ઉપકારી ગુરૂ વદન પહેલા, સતજનોએ દિયું બતાઇ ગુરૂ૦ ૪

ગુરૂને દેખી વદન કરવુ, નમ્ર વચનને ઉચ્ચરવુ,
હાથ જોડકર સુણો દેશના, ગુરૂ વિનયે મનડુ ધરવુ ગુરૂ૦ ૪

સમકિત દાયક સદ્ગુરૂ દર્શન, વિધિયે કરજ્યો નરનારી,
પ્રાણાતે પણ ગુરૂની આણા, લોપો નહિ હિમ્મત ધારી ગુરૂ૦ ૫

જેનામાથે સદ્ગુરૂ નહી તે, નગુરા દુખ લહેશે ભારી,
એવો ગુરૂને જ્ઞાનજ અર્થે, સમજ સમજ મન મમારી ગુરૂ૦ ૬

ગુરૂની ભક્તિ કરજો પ્રેમે, શ્રદ્ધા મન લાવી સારી,
બુદ્ધિસાગર વદો સદ્ગુરૂ, હુ જાવુ તમ બલિહારી ગુરૂ૦ ૭

૪૭

રાગ કલ્યાણ

તારો આતમરાય, મહાશય તારો આતમરાય,
કાદવમા મણિ ખરડાયો છે, સ્વચ્છ કરો ચિત્તલાય મહા૦
આતમહીરો ઝળકે જ્યોતે, જોજ્યો ઘટનીમાય મહા૦ ૧

સત્ય સનાતન સુખનો દાતા, આપો આપ સુહાય, મહા૦
જેની શક્તિ પાર વિનાની, સાધનથી તે સધાય, મહા૦ ૨

જગદીશ્વર જગનાથ જયો જગ, જ્ઞાનથકી પરખાય, મહા૦
જેની સેવા અમૃતમેવા, જન્મજરા દૂર જાય. મહા૦ ૩

ગુણ પર્યાયનો ધારક ભાજન, સમયે સમયે થાય, મહા૦
પરમાતમ તે નિશ્ચનયથી, ધ્યાવે તો સુખ પાય. મહા૦ ૪

વ્યવહારે શુદ્ધ વર્તે તદર્થે, ક્ષણુક્ષણુમાંહી સદાય, મહા૦
કારણે કાર્ય મહોદય સિદ્ધિ, બુદ્ધિસાગર ગુણુ ગાય. મહા૦ ૫

૪૮

રાગ મરાઠી સાખી.

મૂરખ જીવડા કાંઈ ન સમજ્યો, પાપ કીધાં કંઈ ભારી,
તપ જપ દાન ક્રિયાદિક છોડી, કીધાં તેં ચોરી જારી;
અબ ચેતોરે ચિત્તમાં ચતુર વિચારી, છોડી આ દુનિયાદારી. અબ૦ ૧
કોઇ કોઈની સાથ ન આવે, તન ધન જૂઠ કહાવે;
નાહક મમતા તેમાં રાખી, નરક નિગોદે જાવે. અબ૦ ૨
કીધાં વાર અનંતી સગપણુ, લાખ ચોરાશી ભટકી;
તારૂં તેમાં વળ્યું શું ? ચેતન, લાલચ માંહિ લટકી. અબ૦ ૩
માયાનાં વિષવૃક્ષો વાવે, આવે ફળ તો નઠારાં;
પ્યાર કરંતાં જગમાં પરગટ, થયાં જનો દુઃખીયારાં. અબ૦ ૪
આતમ તે પરમાતમ દેહે, છે પ્રીતિ તસ સાચી;
આત્મ સમોવડ કોઈ નથી જગ, રહેજો તેહશું રાચી. અબ૦ ૫
અલખ પન્થમાં અજબ તમાશા, કોઈ ન કોઇકા દાસા;
બુદ્ધિસાગર અવસર પાકર, ધર આતમ વિશ્વાસા. અબ૦ ૬

૪૯

રાગ મરાઠી સાખી.

જોઇ જોઇને જોઈ મેં લીધું, મનડું નિશ્ચય કીધું,
દુનિયામાં સ્વારથનું સગપણુ, કારજ કાંઇ ન સિદ્ધયું;
મોરા આતમરે સત્ય તું હિ એકલા, તું હિ ગુરૂ તું હિ ચેલા. મોરા૦ ૧

આ સંસારે જડમા રાચી, વિષયારસમા માચી,
ભૂલ્યો ભટક્યો અટક્યો લટક્યો, ગણી માયાને સાચી મોગ૦ ૨
શોધી શોધીને સારજ કાઢયો, સૂત્ર સિદ્ધાત વિચારી,
સત્ય સ્વરૂપી તત્વમસિ તુ, નિરાકાર સુખકારી મોગ૦ ૩
મન વાણી કાયાએ ન્યારા, ગુણ અનન્તાધારા,
પરમેશ્વર પરગટ પોતે તુ, ટળતા કર્મ વિકારા મોરા૦ ૪
અદ્‌ભૂત યોગી નિજગુણ ભોગી, કેવલજ્ઞાન પ્રકાશી,
અન્તર્ ધનનો રાજા તુ છે, તુજમા મક્કા કાશી મોરા૦ ૫
સામગ્રી સહુ પામ્યો હ સા, જાવે અબશુ ? ભૂલી,
બાજીગરની બાજી સમ જગ, અન્તે ધૂલકી ધૂલી મોરા૦ ૬
ભરદરીયે તે વહાણ હકાર્યુ, શિવપુર જાવા ધાર્યુ,
ભૂલ્યો તો ભટકીશ ભવમા તુ, નક્કી નશીબ પરવાર્યુ મોગ૦ ૭
આવ્યો અવસર ચૂક ન ચેતન, આપોઆપ તરેગા,
બુદ્ધિસાગર આત્મ ઉજાગર, ધ્યાને કાર્ય સરેગા મોરા૦ ૮

૫૦

## ॥ સમતાએ આત્માને આપેલો ઉપાલમ્ભ.

સુગુણ સનેહા સ્વામી મહેલે પધારો,
વિનતડી અવધારો, કૃપાળુ સ્વામી મહેલે પધારો,
શેરીએ શેરીએ સ્વામી કુલડા બીછાવુ,
તોરણ નવીન રચાવુ કૃપાળુ૦ ૧
વૃત નિયમ કરી શરીર શોષાવુ,
લુખા અલુણા ધાન્ય ખાવુ, કૃપાળુ,
તારા માટે હુ તો તીરથ કરતી,
ફાવે તે ડુગર ફરતી કૃપાળુ૦ ૨
દીવાની થઇને મે તો દુનિયામા ખોળ્યા,
માયાના દરિયા ડોળ્યા, કૃપાળુ,

પીપળાને પાણી મેં તો પ્રેમથી રેડયાં,
રૂષિયોને પ્રેમથી તેડયા. કૃપાળુ૦ ૩

માળાના મણકા હું તો નિશદિન ગણતી,
ગ્રન્થોને પ્રેમથી હું ભણતી, કૃપાળુ;
ત્યાગી થઈનેરે મેં તો ચીવર ત્યાગ્યાં,
ભીક્ષાનાં ભોજન માગ્યાં. કૃપાળુ૦ ૪

વનવાસી થઈને મેં વાઘામ્બર પેહેર્યું,
ચિન્તાએ મન મારૂં ઘેર્યું, કૃપાળુ;
જ્યાં જ્યાં જાવું હું ત્યાં તો શૂન્યજ ભાસે,
દુઃખ હું કહું કોની પાસે. કૃપાળુ૦ ૫

લાખ ચોરાશી જીવયોનિ હું ભમતી,
જન્મ જરા દુઃખ ખમતી, કૃપાળુ;
ચારગતિમાં મારી લાજ લુંટાણી,
દુષ્ટોએ જ્યાં ત્યાં તાણી. કૃપાળુ૦ ૬

મારી વ્હારે કોણ ચઢશે પ્રીતમજી,
બોલ્યામાં હવે શરમ શી ? કૃપાળુ;
મોટાના ઘરની મારી લાજ લુંટાતી,
તેમાં ફજેતી તારી થાતી. કૃપાળુ૦ ૭

ઘરણી વિના તમે વેશ્યાના સંગી,
એંઠું ખાઇને થયા ભંગી, કૃપાળુ;
વિષના પ્યાલા અમી માનીને પીધા,
વેશ્યાએ બેહાલ કીધા. કૃપાળુ૦ ૮

સમજો તો સમજણ છેલ્લામાં છેલ્લી,
ગઈ વેળા ન આવે વહેલી, કૃપાળુ;
નાનો બાલુડો નથી પારણે સૂતો,
જેથી સમજતો નથી હું તો. કૃપાળુ૦ ૯

વાંક ગુન્હો શો મારોરે આવ્યો,
વૈરી વેશ્યાએ ભમાવ્યો, કૃપાળુ,
સુખ અનન્તુ ધરમા ન દીઠુ,
વિષ્ટાએ ભૂડ મન મીઠુ કૃપાળુ૦ ૧૦

વેશ્યા તો નારી કદિ થાશે ન તારી,
વૈરિણી દુ ખ દેશે ભારી, કૃપાળુ,
મુખે મીઠી ને મન રાખે છે કાતી,
ફોલી ખાધી તારી છાતી કૃપાળુ૦ ૧૧

ઘણું કહેતારે મને આસુડા આવે,
શરમ તને શીદ નાવે, કૃપાળુ,
કહો તો સ્વામીજી હુ વૈરાગણ હોવુ,
કહો તો નિશદિન રોવુ કૃપાળુ૦ ૧૨

નિર્દય થઇ તમે સામુ ન જુવો,
પોતાની પત તેમા ખુવો, કૃપાળુ
આવી કુલવટ તમે ક્યાથીરે ગખી,
ક્યા ભગતે તે ભાખી કૃપાળુ૦ ૧૩

દુષ્ટચોરોએ તમને પકડીને લુટયા,
કષ્ટ આપીને ખૂબ કુટ્યા, કૃપાળુ
જાગીને જુવો જરા આખ ઉઘાડી,
દષ્ટિનો દોષ દૂર કાઢી કૃપાળુ૦ ૧૪

પાયે પડીને એમ વિનતિ કરૂ છુ,
ધ્યાન સદા હુ ધરૂ છુ, કૃપાળુ,
બોલો બોલો ને હવે ઉત્તર આપો,
ચરણ કમલમા થાપો કૃપાળુ ૧૫

ભાન લાવીને હવે સ્વામીજી બોલે,
પ્રેમથી અન્તર ખોલે—
સુગુણી મારી તે મારી.

કાળ અનંતો મેં ફોગટ ગાળ્યો,
ભાવી ટળે નહિ ટાળ્યો. સુગુણી૦ ૧૬

આડે મારગે પ્રાણપતિ પધારે,
વ્હાલી સ્ત્રી તેને વારે, સુગુણી;
આજે તેં તારી સેવા બજાવી,
ફરજ સતીની બજાવી. સુગુણી૦ ૧૭

વેશ્યાનો સંગ હવે કરૂં ન શાણી,
સંગત બૂરી મેં જાણી, સુગુણી;
સમતાના સંગે એમ સ્વામીજી આવ્યા,
તત્ત્વ રમણતામાં ફાવ્યા. સુગુણી૦ ૧૮

ગુણઠાણે ચોથે સ્વામીજી ચડીયા,
વેશ્યાના હાથ હેઠે પડિયા—
અન્તરમાં જુઓ વિચારી.

ભેદ દૃષ્ટિ થઇ ભિન્નતા ખોધી,
લીધું સત્ય જ ઘટ શોધી. અન્તરમાં૦ ૧૯

ક્ષાયિકભાવે નિજ ઘરને તપાસી,
જ્ઞાનથી કીધું પ્રકાશી, અન્તરમાં;
ક્ષપકશ્રેણિએ મહેલે ચડંતા,
ક્ષાયિકલબ્ધિ વરંતા. અન્તરમાં૦ ૨૦

શક્તિ વ્યક્તિ ઘટ અન્તર જાગી,
સુખ વિલસે મહાભાગી, અન્તરમાં;
પુદ્ગલ સંગ નિવારી સ્વઠામે,
તન્મય રૂપ શુદ્ધ પામે. અન્તરમાં૦ ૨૧

આતમ નરનારી સમતા સયોગ,
ભોગવે શાશ્વત ભોગ, અન્તરમા,

મળીયો સમય લેખે એમ જ આવે,
બુદ્ધિસાગર શિવદાવે અન્તરમા૦ ૨૨

૫૧

ચેતન અનુભવ રંગ રમીજે, આગમદોહન અનુભવ અમૃત,
યોગી અનુભવ રીજે, ચેતન૦
અનુભવ અમૃતવલ્લિ સરખો, અનુભવ કેવલ ભાઈ,
અનુભવ શાશ્વત સુખ સહોદર, ધ્યાન તનુજ સુખદાઈ ચેતન૦ ૧

અનુપમ અનુભવ વર્ણન કરવા, કો ન સમર્થ કહાવે,
વચન અગોચર સહજ સ્વરૂપી, અનુભવ કોઇક પાવે ચેતન૦ ૨

અનુભવ હેતુ તપ જપ કીરીયા, અનુભવ નાત ન જાતિ,
નયનિક્ષેપાથી જે ન્યારો, કર્મ હણે ઘનઘાતિ ચેતન૦ ૩

વિરલા અનુભવ રસ આસ્વાદે, આતમધ્યાને યોગી,
આતમ અનુભવ વિણુ જે લોકો, શિવ સાધે તે ઢોગી ચેતન૦ ૪

અનુભવ યોગે આતમ દર્શન, પામી લહત ખુમારી,
બુદ્ધિસાગર સાચી વ્હાલી, અનુભવ મિત્તસુ યારી ચેતન૦ ૫

૫૨

ચેતન આપ સ્વભાવ વિચારો, આપ સ્વભાવે ક્ષાયિકતૃપ્તિ,
આવે ભવોદધિ આરે-ચેતન૦ ૧

જ્ઞાનામૃતનું પાન કરીને, પરપરિણુતિકુ નિવારી,
શુદ્ધચરણ ભોજનથી તૃપ્તિ, યાશે શિવ સુખકારી ચેતન૦ ૨

આત્મગુણોથી તૃપ્તિ સાચી, જ્ઞાની જન એમ ભાખે,
આત્મધ્યાન કરે જે કોઇ, તે ઘટ અન્તર ચાખે ચેતન૦ ૩

પુદ્ગલથી પુદ્ગલને તૃપ્તિ, આતમ આપ સ્વભાવે;
અનુભવયોગે સ્થિરતાસંગે, તૃપ્તિ જન કોઇ પાવે. ચેતન૦ ૪

સ્વપ્ન સરિખી મિથ્યા તૃપ્તિ, સંસારે જન જાણો,
ભ્રાન્તિ નિવારક જ્ઞાનિ ઘટમાં, તૃપ્તિ વાત પીછાનો. ચેતન૦ ૫

મધુ સાકર ઘૃતથી જે તૃપ્તિ, જ્ઞાની મન તે ખોટી,
આતમ શુદ્ધસ્વભાવે રમતાં, તૃપ્તિ છે જગ મોટી. ચેતન૦ ૬

ઇન્દ્રાદિક પણ વિષયવિકારે, તૃપ્તિ કદીય ન પાવે;
આપ સ્વભાવે ધ્યાનદશામાં, તૃપ્તિ સહેજે થાવે. ચેતન૦ ૭

આતમધ્યાની નિસ્પૃહયોગી, મમતાસંગ નિવારી;
ભિક્ષુક સુખિયા જગમાં સાચા, તસ જાઉં બલિહારી. ચેતન૦ ૮

નિર્ભય નિજ દેશે છે તૃપ્તિ, ચું વદતિ જિનવાણી;
બુદ્ધિસાગર અવસર પાકર, તૃપ્તિ લહો ગુણખાણી. ચેતન૦ ૯

૫૩

જ્ઞાની વિરલા કોઈ જગતમાં, જ્ઞાની વિરલા કોઇ,
વદું વિચારી જોઈ—જગતમાં—જ્ઞાની૦

કોઈ ભાષાજ્ઞાનથી રે, ધરતા મન અહંકાર;
ભાષા કારણ જ્ઞાનનું રે, નાવે ભાષા પાર. જગત્માં૦ ૧

વાદવિવાદે માનતા રે, કોઇક સાચું જ્ઞાન;
પર પરિણતિ પોષ્યાથકી રે, વાધે ઉલટું માન. જગત્માં૦ ૨

રાગદ્વેષનો ક્ષય કરી રે, અર્પે આતમભાન;
પૂરણ શાન્તિ જેહથી રે, જાણો સત્ય તે જ્ઞાન. જગત્માં૦ ૩

આતમ અનુભવ જ્ઞાનથી રે, નાસે ભવભય ફંદ;
બુદ્ધિસાગર પામતા રે, જ્ઞાની પૂર્ણાનન્દ. જગત્માં૦ ૪

---

૫૪

શાન્તિ સદા સુખદાયી, જગતમા શાન્તિ સદા સુખદાયી,
મેવો ચિત્તમા ધ્યાયી—જગતમા—શાન્તિ૦

ભવજજાળે ભટકતા રે, શાન્તિ હોય ન લેશ,
મનચચળતા ત્યા હુવે રે, ઉલટો વાધે ક્લેશ જગતમા૦ ૧

સત્તા ધનવૃદ્ધિ થકી રે, હોય ઉપાધિ જોર,
ચિત્ત સ્થિરતા નહિ ભજે રે, પ્રગટે દિલમા તોર, જગતમા૦ ૨

દુનિયાની ખટપટથકી રે, ખટપટિયુ મન થાય,
મનડુ ભટકે બાહ્યમા રે, બહિરગતમપદ પાય જગતમા૦ ૩

લેશ વિકલ્પ ન ઉપજે રે, અન્તર વર્તે ધ્યાન,
ઉપાધિ અળગી હુવે રે, હોવે શાન્તિ ભાન જગતમા૦ ૪

ખારા જલના પાનથી રે, કદી ન તૃપ્તિ થાય,
ધૂમાડા બાચક ભરે રે, હાથ કશુ નહિ આય જગતમા૦ ૫

માયા મમતા યોગથી રે, કદિ ન શાન્તિ હોય,
શાન્તિ વર્તે આત્મમા રે, નિશ્ચયથી અવલોય જગતમા૦ ૬

આતમધ્યાને આતમા રે, શાન્તિથી ભરપૂર,
બુદ્ધિસાગર શાન્તિમા રે, રહેવુ સદા મગરૂર જગતમા૦ ૭

૫૫

કોઇ ન કરશો પ્રીત, ચતુર નર કોઈ ન કરશો પ્રીત,
પ્રીત વસે ત્યા ભીત, ચતુર નર કોઇ ન કરશો પ્રીત
પ્રીતિ ભવદુ ખ મૂળ છે રે, પ્રીતિનુ ફળ શોક,
પ્રીતિ કરતા પ્રાણીને રે, વાધે રોગ વિયોગ ચતુર૦ ૧

સ્વારથમા અન્ધા બની રે, પ્રીત કરે નરનાર,
પરપુદ્ગલની લાલચે રે, વૃદ્ધિ કરે મમાર ચતુર૦ ૨

સ્વારથની જે પ્રીતડી રે, તેનો અન્તે નાશ,
અનુભવીએ દાખવ્યુ રે, ધર તેનો વિશ્વાસ ચતુર૦ ૩

મુરખ સાથે પ્રીતડી રે, કરતાં નિશદિન દુઃખ;
પંડિત સાથે પ્રીતડી રે, કરતાં નિશદિન સુખ. ચતુર૦ ૪

આતમ તે પરમાતમા રે, પ્રીતિ છે તસ સાચ;
મણિસમ આતમપ્રીતડી રે, પરપ્રીતિ જ્યું કાચ. ચતુર૦ ૫

ધર્મસ્નેહને સાચવી રે, કરીએ સજ્જનસંગ;
યોગ્ય જનો લહી યોગ્યતા રે, પામે અનુભવરંગ. ચતુર૦ ૬

અનુભવ રંગ મજીઠ જ્યું રે, આતમ માંહિ સુહાય;
બુદ્ધિસાગર હંસ જ્યું રે, ચંચુ વિરલા પાય. ચતુર૦ ૭

૫૬

આનંદ ક્યાં વેચાય, ચતુર નર આનંદ૦

આનંદની નહિ હાટડી રે, આનંદ વાટ ન ઘાટ;
આનંદ અથડાતો નહિ રે, આનંદ પાટ ન ખાટ. ચતુર નર૦ ૧

ક્ષણિક વિષયાનંદમાં રે, રાચ્યા મૂરખ લોક;
જડમાં આનંદ કલ્પીને રે, જન્મ ગમાવે ફોક. ચતુર૦ ૨

બાલપણે અજ્ઞાનથીરે, રમવામાં આનંદ,
ક્ષણિક આનંદ છે સહીરે, રાચે ત્યાં મતિમંદ. ચતુર૦ ૩

અજ્ઞાને જે ભક્તિમાંરે, માન્યો મન આનંદ,
આનંદ સાચો તે નહીંરે, મૂર્ખ મતિનો ફંદ. ચતુર૦ ૪

ભેદજ્ઞાન દૃષ્ટિ જગેરે, જાણે આતમરૂપ;
આતમમાં આનંદ છેરે, ટાળે ભવભય ધૂપ ચતુર૦ ૫

જ્ઞાની જ્ઞાનથકી લહેરે, શાશ્વત સત્યાનંદ;
યોગી આત્મ સમાધિમાંરે, પાવે આનંદ કંદ. ચતુર૦ ૬

આનંદ અનુભવ યોગથીરે, પ્રગટે ઘટમાં ભાઇ,
સદ્ગુરૂ સંગત આપશેરે, જ્ઞાનાનંદ વધાઇ. ચતુર૦ ૭

સદ્ગુરૂ હાટે પામશોરે, આનંદ અમૃત મેવ,
બુદ્ધિસાગર કીજીએરે, પ્રેમે સાચી સેવ. ચતુર૦ ૮

૫૭

અમરપદ પરખી લેજોરે, પરખ્યાથી સુખ થાય  અમ૦

કોઈક ગરયા માનમાંરે, કોઈક ગરયા દામ,
પરભવ જાતા પ્રાણિનેરે, કોઇ ન આવે કામ  અમ૦ ૧

ગાડી વાડી લાડીમાંરે, જીવો ભૂલ્યા ભાન,
વિષ્ઠાના કીડા પરેરે, પરવસ્તુ ગુલતાન  અમર૦ ૨

દુખ સતતિ દાવાનલેરે, કદી ન શાન્તિ થાય,
નિજપદ જાણે જે નરરે, સાચી શાન્તિ તે પાય  અમ૦ ૩

મન વચ કાયા યોગનીરે, નિવૃત્તિ જબ થાય,
અધ્યાતમ સુખ સપજેરે, જન્મ મરણુ દુખ જાય  અમર૦ ૪

સમતા સ્થિરતા સપજેરે, અનુભવ જાગે જ્યોત,
વર્તે નિજપર ભિન્નતારે, થાય ભુવન ઉદ્યોત  અમ૦ ૫

વિષયવાસના પરિહરીરે, કરતા આતમધ્યાન,
અજર અમરપદ ભોગવેરે, ચેતન ગુણુની ખાણુ  અમ૦ ૬

જ્ઞાનિ સદ્દગુરૂ સગતેરે, હોવે આત્મપ્રકાશ,
બુદ્ધિસાગર કીજીએરે, સતની સગત ખાસ  અમ૦ ૭

૫૮

સદા સુખકારી પ્યારીરે, સમતા ગુણુ ભણ્ડાર—સદા૦

જ્ઞાનદશાફલ જાણીએરે, તપ જપ લિખે માન,
સમતા વિણુ સાધુપણુંરે, કાસકુસુમ ઉપમાન  સદા૦ ૧

વેદ પઢો આગમ પઢોરે, ગીતા પઢો કુરાન,
સમતા વિણુ શોભે નહીંરે, સમજો ચતુરસુજાણુ  સદા૦ ૨

નિશ્ચય સાધન આત્મનુરે, સમતાયોગ વખાણુ,
અધ્યાતમયોગી થવારે, સમતા પ્રશસ્ય પ્રમાણુ  સદા૦ ૩

સમતા વિણુ સ્થિરતા નહીંરે, સ્થિરતા લીનતા કાજ,
સમતા દુખહરણી સદારે, સમતા ગુણુ શિરતાજ  સદા૦ ૪

પરિપરિણુતિ ત્યાગી મુનિરે, સમતામાં લયલીન,
નરપતિ સુરપતિ સાહિબારે, તસ આગળ છે દીન. સદા૦ ૫
રાચી નિજપદધ્યાનથીરે, સેવો સમતા સાર;
બુદ્ધિસાગર પીજીએરે, સમતામૃત ગુણકાર. સદા૦ ૬

૫૯

## ॥ પ્રભાતિયું ॥

ઉઠો ચેતન આળસ છંડી, ધર્મ હૃદયમાં ધારોરે;
પ્રમાદે શું પોઢયો ચેતન, જાય ફોગટ અવતારોરે. ઉઠો. ૧
નિદ્રા લેતાં કાળ અનંતો, ચાર ગતિમાં ભમીયોરે;
તોપણ શું તું તેના વશ થઈ, શય્યામાંહિ રમીયોરે. ઉઠો. ૨
નિદ્રાને આહાર વધાર્યાં, વધતાં ચેતન જાણોરે;
તેહનો નાશ કરીને ચેતન, ધર્મ હૃદયમાં આણોરે. ઉઠો. ૩
શું સંસારમાં સાર વિચારી, મારૂં મારૂં કરતોરે;
મૃત્યુતણો ભય માથે ગાજે, છાયા મીશે ફરતોરે. ઉઠો. ૪
કર્મ કાઠીયા આતમ ધનને, નિશદિન લુંટે પ્રાણીરે;
જાગ જાગ આતમ નિજભાવે, એવી જિનવર વાણીરે. ઉઠો. ૫
ઉઠી પ્રભાતે પાપારંભનાં, કામ નિવારણ કરજોરે;
ચોવીસ જિનવર સકલતીર્થને, ઘટમાંહિ ભવી ધરજોરે. ઉઠો. ૬
શ્રી સંખેશ્વર સાહિબ મોરા, નામ જપું હું તોરારે;
સકલ મંગલ કર્ત્તા દુઃખ હર્તા, નાસે કર્મ કઠોરારે. ઉઠો. ૭
દાન શીયલ તપ ભાવના ભેદે, ધર્મ સેવન જે કરશેરે;
બુદ્ધિસાગર શિવપદ પામી, ભવસાગર ઝટ તરશેરે. ઉઠો. ૮

૬૦

અભિનંદન જિન વંદીએ, સમતારસ ભંડારરે,
દોષ અઢારે ક્ષય થયા, ઉપન્યા ગુણ સુખકારરે   અભિ૦ ૧

સુરઘટ સુરતરૂ ઉપમા, પ્રભુને કહો કેમ છાજેરે,
આત્મિક સુખની આગળે, ચિંતામણી પણ લાજેરે   અભિ૦ ૨

લોકાલોક પ્રકાશતા, મહિમા અપરંપાર રે,
તારક વારક ચઉગતિ, સત્યસ્વરૂપાધારરે   અભિ૦ ૩

શુદ્ધ બુદ્ધ અવિનાશી તુ, અવિચલ નયનાનંદરે,
પામી સુરતરૂ પુણ્યથી, સેવે બાઉલ કોણ મંદરે   અભિ૦ ૪

અનુપમ પ્રભુ ગુણધ્યાનથી, નિશદિન મનમા ગમ્યુરે,
બુદ્ધિસાગર જિન ધ્યાવતા, લાગ્યુ સ્વરૂપ શુદ્ધ સાચુરે અભિ૦ ૫

૬૧

દુહા

વીરજીનેશ્વર વંદીએ, ત્રિસલાનંદન ધીર,
ભયભંજન ભગવતજી, સર્વવીરમાવીર   ૧

પ્રણમુ પદકજ પ્રેમથી, જયજય શ્રી જગદીશ,
અદ્ભુત ચારિત્ર આપનુ, જાણું વિશ્વાવીશ   ૨

સમરતા ચરિત્ર તાહરૂ, ગુણ આવે નિજ અંગ,
રોમરોમ વ્યાપે અહો, વૈરાગ્યાદિ અભંગ   ૩

દયા સમુદ્રવને ગુણગિરિ, તુજ સુજ અન્તર એમ,
વારવાર હુ વિનવુ, ભાજે પ્રભુજી કેમ   ૪

નથી યોગ્યતા ધર્મની, નથી યોગ્ય ચારિત્ર,
નથી શક્તિ તુજ ભક્તિમા, મન પણ નહીં પવિત્ર   ૫

અંતર ત્યાગ ન વસ્તુનો, બાહ્યવસ્તુમા રાગ
પરનિંદા જિહ્વા કરે, મનમા કાળો ડાગ   ૬

અદેખાઈ ભંડાર હું, ઉપશમ નહીં લગાર;
સદા ક્રોધથી ધમધમું, પાપીનો શિરદાર. ૭

ક્ષમા નહીં તલમાત્રને, પજવું સંત સદાય;
પર લવરીમાં રક્ત હું, નિષ્ફળ આયુ જાય. ૮

સાધુ સંત ન પારખું, કરૂં ન સેવા લેશ;
વાદવિવાદે રક્ત થઇ, પામ્યો મિથ્યાકલેશ. ૯

અહંભાવમાં વ્યર્થ હું, ગાળું નિશદિન કાળ;
સ્મરણ કરૂં નહીં તાહરૂં, મુઝી માયા જાળ. ૧૦

દોષ ન દેખું આત્મના, પરદોષોમાં રક્ત;
કરૂં ન ભકિત સંતની, થયો કુસંગી ભકત. ૧૧

પરોપદેશે દક્ષતા, વાણી વદું રસાળ;
જાણો છો જિન એ સહુ, દીનોદ્ધાર દયાળ. ૧૨

હાસ્ય કુતૂહલ મેં કર્યાં, કીધાં ભક્ષ અભક્ષ;
જિનવર ભાષિત ધર્મમાં, કદી ન રાખ્યું લક્ષ. ૧૩

ઘડી ન કીધું ધ્યાન મેં, ઇચ્છિયાં પૂજામાન;
કદી ન ગાયા જ્ઞાનીને, ગાયાં કૂડાં ગાન. ૧૪

નમ્યો ન સદ્ગુરૂ દેવને, ધરી ન આણા શીસ;
શિક્ષા દેતાં સંતપર, કીધી મનમાં રીસ. ૧૫

જનમનરંજન હેતુથી, કીધાં ધાર્મિક કર્મ;
આત્મિક શુદ્ધસ્વભાવનો, ભૂલ્યો સત્યજ ધર્મ. ૧૬

કયાં પ્રભુની નિઃસંગતા, કયાં પ્રભુનો દઢરંગ;
ત્રિસલાનંદન જગધણી, સત્યજ તારો સંગ. ૧૭

રાગ અરિ જયથી થયો, રત્નત્રયી ગુણધામ;
રાગ અરિ વશમાં પડયો, સર્વદોષનું ઠામ. ૧૮

તુજ ઘટમાં રૂદ્ધિ સહુ, પ્રગટી આવિર્ભાવ;
તિરોભાવ મુજમાં સહી, પામ્યો હજી ન દાવ. ૧૯

નિજપદ ભોગી તું સહી, કરૂ હુ પુદ્ગલ ભોગ,
રોગી શોગી હુ સહી, ઘટે ન તુજમા જોગ ૨૦

અજરામર નિર્મલ તુહિ, શાશ્વતસુખભંડાર,
અદ્ભુત શક્તિ તાહરી, કોઇ ન પામે પાર ૨૧

શરણ શરણ તારૂ ગ્રહું, રાખી નિજ ઉપયોગ,
શુદ્ધસ્વરૂપાકારના, ધ્યાને શિવ સુખભોગ ૨૨

આતમવ્યક્તિ સમારવા, તુજ સેવા સુખકાર,
આતમ સો પરમાતમા, ઘટમા નિશ્ચય ધાર ૨૩

જાગ જાગ અબ આતમા, પ્રભુપદપંકજ સેવ,
સિદ્ધ સમોવડ તુ સહિ, જાગે તો તુ દેવ ૨૪

સ્તુતિ પચ્ચિશી ગાઇ મે, હૃદય ધરી વિવેક,
બુદ્ધિસાગર આત્મના, ધર્મે સાચી ટેક ૨૫

## ॥ અથ શ્રી સદ્ગુરૂસ્તુતિઃ ॥

૬૨

નમો નમો શ્રી સદ્ગુરૂ, સમકિતદાયક દેવ,
પ્રણમુ પદપંકજ સદા, સેવન કરૂ સદૈવ ૧

ગુરૂશ્રદ્ધા ગગાજલે, નિર્મલ આતમ થાય,
ગુરૂકરૂણા દ્રષ્ટિથકી, રત્નત્રયી પ્રગટાય ૨

ભક્તિ કરો ગુરૂની ઘણી, ગુરૂ ભક્તિ આધીન,
શક્તિ જગે ગુરૂભક્તિથી, દીન પણ હોવે જિન. ૩

ગુરૂસેવામા તીર્થ સહુ, સહેજે સુજ્ઞ સમાય,
નિમિત્ત કારણ તીર્થથી, અધિક તસ મહિમાય ૪

ઉપાદાન છે આતમા, તીર્થ સકલ શિરદાર,
તસ શુદ્ધિ અર્થે ગુરૂ, તીર્થ તીર્થ નિધાર ૫

સમયાના વિધિથી સદા, ગુરૂ આરાધો ભવ્ય;
આત્મજ્ઞાન પ્રાપ્તિ કથી, એહજ છે કર્તવ્ય ૬

ભક્ષ્યાભક્ષ્ય જણાવતા, હેયાદેય વિચાર;
સત્યાસત્ય જણાવતા, ધર્માધર્માચાર, ૭

પાપ પુણ્ય પરખાવતા, જીવાજીવસ્વરૂપ;
સદુપદેશે સદ્‌ગુરૂ, ટાળે ભવભયધૂપ. ૮

મિથ્યાતમઃ નિવારવા, સદ્‌ગુરૂ સૂર્યસમાન;
રાગ રોગને ટાળવા, ધન્વંતરિસમ જાણ. ૯

ગુરૂ ગુરૂ જગ સહુ કહે, ગુરૂ કોને કહેવાય;
જ્યાં ત્યાં ગુરૂની બુદ્ધિથી, પામર જન ભટકાય. ૧૦

સદ્‌ગુરૂ સંગત યોગથી, શુદ્ધ તત્ત્વ પરખાય;
ભેદ જ્ઞાન સૂર્યોદયે, નિર્મલ જ્યોત જગાય. ૧૧

સદ્‌ગુરૂ ભક્તિ સેવના, કરજો ભવિ નિશદિન;
સમજે નહીં કદાગ્રહી, સદ્‌ગુરૂ સંગતહીન. ૧૨

ધામધૂમને ઢાંગમાં, મુંઝયા મોહી લોક;
સત્યધર્મને ઓળવે, જગમાં થોકે થોક. ૧૩

સદ્‌ગુરૂ શિષ્યો પામશે, મંગલ શાંતિ સ્થાન;
અનન્ય ભક્તિયોગથી, ચિદાનંદ ગુણવાન. ૧૪

અર્પી સત્યસ્વરૂપને, ટાળે મિથ્યાટેવ;
નિશ્ચય શ્રદ્ધા ગુરૂતણી, આપે અમ્રત મેવ. ૧૫

ગુરૂ પરીક્ષા દોહિલી, દુર્લભ ગુરૂ વિશ્વાસ;
વિરલા ગુરૂ પ્રેમીજનો, વિરલા ગુરૂના દાસ. ૧૬

વિરલા જ્ઞાની ભૂતળે, આત્માર્થી જન કોઈ;
અધુના પંચમકાળમાં, વદું વિચારી જોઈ. ૧૭

બાહ્યક્રિયા વ્યવહારમાં, નિરપેક્ષાએ ધર્મ;
માની મોહ્યા માનવો, ટાળે નહિ તે કર્મ. ૧૮

સદ્‌ગુરૂ શિક્ષાયોગથી, સમજે સમજુ જીવ;
ગુરૂ આણાને ધારતો, થાવે જીવનો શિવ. ૧૯

અનુભવ જ્ઞાની આત્મના, ગુરૂજી મહાકૃપાલ,
ભાવ દાન દાતા સદા, જિન આણા પ્રતિપાલ ૨૦

કર્ત્તા ભાવોદ્યોતના, હર્તા કર્મ કલંક,
સત્યધર્મદાતાગુરૂ, આણો મન નિઃશંક ૨૧

ભાવઝાઝ શ્રી સદ્ગુરૂ, ભાવદીપ જયકાર,
ભાવરત્ન ચિન્તામણી, કલ્પવલ્લિ સુખકાર ૨૨

પરોપકારીગુરૂતણો, પ્રત્યુપકાર ન થાય,
અદ્ભૂત મહિમા ગુરૂતણો, વીરલાને સમજાય ૨૩

શ્રદ્ધા ભક્તિ યોગ્યતા, દુર્લભ આ સંસાર,
ધર્મ તત્ત્વ આરાધતો, ભવી મુક્તિ વરનાર. ૨૪

સદ્ગુરૂ પચ્ચિશી કહી, ગુરૂથી સહુ તરનાર,
બુદ્ધિસાગર વન્દના, હોજો વારવાર ૨૫

૬૩

હમારો દેશ છે ન્યારો, પ્રભુ પ્રેમે જણાવાનો,
હમારા દેશમા શાન્તિ, અલખ નામે ગણાવાનો ૧

હમારો તે તમારો છે, તમારો તે હમારો છે,
સમજતા સહુ સુખી થાવે, જઇ દેશે ફરી નાવે ૨

હમારા દેશમા યોગી, અલખની ધૂન લગાવે છે,
હમારા દેશમાં સંતો, અલખના ગાન ગાવે છે ૩

નહિં જ્યા શોક નહિં જ્યા રોગ, નહિં જ્યા જન્મ ને જાતિ,
નહિં જ્યા દુઃખ દિલગીરી, નહિં જ્યા વર્ણ ને જ્ઞાતિ ૪

સદા જ્યા યોગીઓ જાગે, નહિ કોઈ વૈખરી બોલે,
નહિં જ્યા કર્મનુ નામ, અતુલ ધન શુદ્ધ કો તોલે ૫

અખંડસુખની વહે ધારા, સદા શુદ્ધ બુદ્ધ નિર્ધારા,
લહે તે દેશ મહારાણા, અવર સહુ જાણ નાદાના ૬

નહિ પંચભૂતકા વાસા, હમારા દેશ બહુ ખાસા,
હમારો દેશ જે જાણે, અનંતા સુખ તે માણે ૭

અલખ દેશી અવિનાશી, પરમપદ એજ વિશ્વાસી;
ચલો હંસા અલખ દેશે, અરૂપી આત્મના વેશે. ૮

સદા તસ ધ્યાનમાં રહેજે, અખંડાનંદ ઘટ લેજે;
બુદ્ધયબ્ધિ આત્મનો સંગી, હમારો દેશ ગુણરંગી. ૯

૬૪

ચેતાવું ચેતી લેજોરે એ છે બાલપણાનો બેલી—એ રાગ.

ચેતાવું ચેતી લેજોરે, એક દિન જરૂર ઉઠી જાવું,
ધૂળની માયા ધૂળમાં મળશે, ફોગટ મન પસ્તાવું. ચેતાવું૦ ૧

સ્વપનાની સુખલડી દેખી, ફોગટ મન લલચાવું,
તન ધન જોબન પામી સંતો, શું મનમાં હરખાવું. ચેતાવું૦ ૨

આશા બેડીએ બંધાણો, પરધન ખાંતે ખાવું,
નીચાં કર્મ કરીને અંતે, નાહક નરકે જાવું. ચેતાવું૦ ૩

ભૂલી આતમજ્ઞાનકી બાજી, માયામાં લપટાવું,
ભ્રમણામાં ભૂલીને ભાઈ, બ્રહ્મસ્વરૂપ કેમ પાવું, ચેતાવું૦ ૪

તારૂં તારી પાસે જાણી, સમતામાં દિલ લાવું,
અલખ નિરંજન આતમજ્યોતિ, બુદ્ધિસાગર ધ્યાવું. ચેતાવું૦ ૫

૬૫

ચેતે તો ચેતાવું તનેરે, પામર પ્રાણી—એ રાગ.

ફુલ્યો શૂં ફરે છે ફૂલીરે, મૂરખ પ્રાણી.
કાયામાયા જૂઠી કેવી, ઝાંઝવાના નીર જેવી,
તેને તુચ્છકરી દેવીરે. મૂરખ–ફુલ્યો૦ ૧

આઉખું જાવે છે ખૂટી, કરે શું તું માથાંફૂટી,
ખૂટી તેની નહીં બૂટીરે. મૂરખ–ફુલ્યો૦ ૨

પાણીતણો પરપોટો, ખેલ સહુ એમ ખોટો,
માન નહીં મન મોટોરે. મૂરખ–ફુલ્યો૦ ૩

કુટુંબ કબીલો સારો, માન નહીં મન માગે,
એક દિન થશે ન્યારોરે મૂરખ-કુલ્યો૦ ૪

આખે જે જે દેખે મારૂ, તે તે ભાઈ નહિ તારૂ,
માને કેમ મારૂ મારૂરે મૂરખ-કુલ્યો૦ ૫

ચેતી લેને જાય ચાલી, ફરી માથાકૂટ ખાલી,
માયામા શુ ગ્હ્યો મ્હાલીરે મૂરખ-કુલ્યો૦ ૬

કાયા માયાથીરે ન્યારો, અરૂપી અલખ ધારો,
બુદ્ધિસાગર મન પ્યારોરે મૂરખ-કુલ્યો૦ ૭

૬૬

કોઈક વિરલા પાવેહો જગમે, અધ્યાતમ રસપાવે,
કોઇક ગાવે કોઈકિ ધ્યાવે, વિરલા કોઇ પચાવેહો જગમે૦ ૧

સિંહણુકેરૂ દુગ્ધ પાત્ર,— સોનાનામા તે ઠરશે,
ખાય બીલાડી ખીરનુ ભોજન, વમન તે વારે કરશેહો જગમે૦ ૨

વિષ્ઠાકેરૂ ભોજન ગસલ,—પેટ ભરીને ચરશે,
સાકર સ્વાદે તે શુ સમજે, પ્રાણુ પલકમા હરશેહો જગમે૦ ૩

મોતીકેરો ચારો દેખી, કાગ ચાચ નવિ ધરશે,
ચક્રવર્તિની ખીરજ ખાતાં, નિર્ધન ઠામ ન ઠરશે હો જગમે૦ ૪

પાત્રતામા અધ્યાતમરસ, ઠામ ધરીને ઠરશે,
બુદ્ધિસાગર આતમધ્યાને, વછિત સઘળા સરશેહો જગમે૦ ૫

૬૭

સુનીયો બાતા નત્ર સદાશિવ, મત ચડજાના ધુલેવા —એરાગ

આ જગ સુપનાકેરી બાજી, ચેતન કુલી શુ ફરીયો,
તમ ધન જોબન માત પિતા સબ, ક્ષણુમા
મૂકીને ખસીયો આ૦ ૧

પુત્ર પુત્રીઓ સાથ ન આવે, ઘરણી ઘરમા બહુ રોશે,
ચેતન ઉઠે ગદીકાયા, પુણ્ય પાપ સાથે હોશે આ૦ ૨

સગાં સંબંધી ધંધે લાગે, યાદ ન તારી કો કરશે;
મારૂં મારૂં શું મનમાં માને, કરશે જે તેવું ભરશે. આ૦ ૩

પંખીનું એક ટોળું બેઠું, ખાય પીએ ગુલતાન કરે,
સાંજ પડી તબ ઉડ ગએ સહુ, ફોગટ શું અભિમાન ધરે. આ૦ ૪

ચેત ચેત અબ ચેતન ચતુરા, ચારઘડીનું ચાંદરણું;
લગ્ન વેળા તે ગઇ ઉંઘમાં, મનમાં જાણે હું પરણું. આ૦ ૫

માયામમતા કોરે મૂકી, આતમહીરો હાથ ધરો,
બુદ્ધિસાગર સદ્‌ગુરૂસંગે, ભવસાગર ક્ષણમાંહી તરો. આ૦ ૬

૬૮

રાગ ઉપરનો.

અલખ નિરંજન આતમજ્યોતિ, સંતો તેહનું ધ્યાન ધરો,
આરે કાયા ઘટ આતમહીરો, ભૂલી ક્યાં
ભવમાંહી ફરો. અલ૦ ૧

ધ્યાન ધારણા આતમ પદની,–કરતાં ભ્રમણા મિટ જાવે,
આત્મતત્ત્વની શ્રદ્ધા હોવે, અનહદ
આનંદ મન થાવે. અલ૦ ૨

વિષયારસ વિષ સરખો લાગે, ચેન પડે નહિ સંસારે,
જીવન મરણ પણ સરખું લાગે,
આતમ પદ ચિન્હે ત્યારે. અલ૦ ૩

હલકો નહીં ભારે એ આતમ, કેવળજ્ઞાનતણો દરીયો,
બુદ્ધિસાગર પામંતાં તે, ભવસાગર ક્ષણમાં તરીયો, અલ૦ ૪

૬૯

જે કોઇ પ્રેમીઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે—એ રાગ.

જ્ઞાન કહો કેમ થાય, મૂરખને જ્ઞાન કહો કેમ થાય,
કોટિ કરો ઉપાય–મૂરખ૦

બાર મેઘ જો સાથ ચઢીને, વરસે મૂશળધાર,
મગશેલીયો પાષાણ ન ભીંજે, જળમધ્યે નીરધાર   મૂરખ૦ ૧
શ્વાનપૂછડી વાકી ટાલી, સિધી નહીં કરાય,
ગગાજલમા ન્હાય કાગડો, કાગપણુ નવી જાય   મૂરખ૦ ૨
સાબુએ ચોળીને કોયલા, ધૂવે જલમા કોય,
પણ રગ બેરગ ન હુવે, ગર્દભ ગાય ન હોય   મૂરખ૦ ૩
દારૂઘટમા દૂધ ભરો પણ, મટે ન દારૂ વાસ,
ઝાંઝવાના જલથકી કદી, મટે ન જલની પ્યાસ   મૂરખ૦ ૪
માથાકૂટ મૂરખની આગલ, રણમાહી જ્યુ પોક
અધા આગલ આરશી જેની, જાવે વાણી ફોક   મૂરખ૦ ૫
ભાગવત ભેસની આગલે રે, ગાડા આગલ ગાન,
કપિ ન કરશે ગલ પારખુ, એ યુક્તિ દિલ આણ   મૂરખ૦ ૬
મૂરખ આગલ બોધ કરે તે, ભારે ખત્તા ખાય,
સુગરી વાનરને ઉપદેશે, માળો નિજ વિખરાય   મૂરખ૦ ૭
બાળક સમજે દૂધ પાનમા, જાણે શુ તે વેદ,
અધાર અજવાળા વચ્ચે, શો અધકને ભેદ   મૂરખ૦ ૮
ગયા ગામડીઆ રાજસભામા, દીલ્હી નગર મઝાર,
ગાયન કરતા ગાયકને તો, દીધા ડામ ગમાર   મૂરખ૦ ૯
ગુણી ન્યાયી જાણીને રે, દેજો ભાઈ બોધ,
મૂઢ કદાગ્રહી બોધતા રે, ઉલટો વાધે ક્રોધ   મૂરખ૦ ૧૦
યોગ્યતા લોહચુબકે રે, સમજણ સાચી ગ્રહાય,
બુદ્ધિસાગર યોગ્યતા રે, કોઈક વિરલા પાય   મૂરખ૦ ૧૧

૭૦

અતરના અજ્ઞાને રે, વ્હાલા દુ ખ પાય છે,
નિરજન સેવે રે, ઝટાઝટ જાય છે,
ક્યાથી આવ્યો ને ક્યા જાઈશ, શાથી જગ જન્માય,
તારૂ કોણને છે તુ કોનો, મરીને ક્યા તુ જાય,
અતરના વિચારે રે, સમજણ સહાય છે   અતર૦ ૧

ડહાપણુ તારૂં શું દુનિયામાં, જૂઠી સ્વાર્થ સગાઇ;
ભલા ભલા પણ મૂકી ચાલ્યા, આવે ન સાથે કાંઈ;
જલમાંના પરપોટા રે, જેવી એહ કાય છે. અંતર૦ ૨

જગની માયા દુઃખની છાયા, કર નહિ ત્યાં વિશ્રામ;
ફળ કિમ્પાકના સરખું સુખ ત્યાં, કેવલ દુઃખનું ધામ;
જોઈને તમે જોજો રે, ભોળા જન ભરમાય છે. અંતર૦ ૩

વંધ્યાને સ્વપ્નાની અંદર, સારો પુત્ર જણાય;
પરણાવ્યો ચોરીની અંદર, મનમાં સુખ બહુ પાય;
મરી ગયો તે રોતી રે; મૂર્છા બહુ ખાય છે. અંતર૦ ૪

રૂવે પીટે માથું પછાડે, આંખો ઉઘડી જાય;
પુત્રકલ્પના સુખ દુઃખ ખોટું, બુદ્ધિસાગર ગાય;
દુનિયા ઉંધી ચાલે રે, શું ત્યાં કો ઉપાય છે. અંતર૦ ૫

૭૧

નેવાનું પાણી મોભે રે, વ્હાલા ચાલ્યું જાય છે,
દુનિયા મન અવળું રે, સવળું સન્તો ગાય છે;
જાવું ત્યાં તો કોઇ ન જાવે, કરવું તે ન કરાય;
જાણવું તે તો રહીયું બાકી, રાતને દીન ગણાય,
મોહદારૂ પીધે રે, ભાન તો ભૂલાય છે. નેવાનું૦ ૧

રાજાને તો રંક ગણીને, કરી નહીં સારવાર;
રંકને રાજા માની બેઠો, ધિક્ક પડ્યો અવતાર;
અન્તર ધન ખોયું રે, મોટો એ અન્યાય છે. નેવાનું૦ ૨

લોહ ચણાનું ભક્ષણ કરવું, જેવું એહ મુશ્કેલ;
તેવું આત્મસ્વરૂપે થાવું, નથી બાળકનો ખેલ;
કોઈક જીવ સમજે રે, બુદ્ધિસાગર ગાય છે. નેવાનું૦ ૩

૭૨

આપ સ્વભાવમા રે, અબધૂ સદા મગનમે રહેના—એ રાગ

આતમધ્યાનથી રે, સન્તો સદા સ્વરૂપે રહેવુ,
કર્માધીન છે સૌ સસારી, કોઇને કાંઈ ન કહેવુ આતમ૦ ૧

કોઈ જન નાચે કોઇ જન રૂવે, કોઈ જન યુદ્ધ કરતા,
કોઈજન જન્મે કોઇ જન ખેલે, દેશાટન કેઈ ફરતા આતમ૦ ૨

વેળુ પીલી તેલની આશા, મૂરખ જન મન રાખે,
બાવળીયો વાવીને આબા,-કેરી રસ શુ ચાખે આતમ૦ ૩

વૈરિ ઉપર વૈર ન કીજે, રાગીથી નહીં રાગ,
સમભાવે સૌ જનને નિરખે, તો શિવ સુખનો લાગ આતમ૦ ૪

જૂઠી જગની પુદ્‌ગલ બાજી, ત્યા શુ રહીએ રાજી,
તન ધન યૌવન સાથ ન આવે, આવે ન માતપિતાજી આતમ૦ ૫

લક્ષ્મી સત્તાથી શુ થાવે, મનમા જોશો વિચારી,
એક દિન ઉડી જાવુ અન્તે, દુનિયા સૌ વિસારી આતમ૦ ૬

ભલા ભલા પણ ઉડી ચાલ્યા, જોને કેઇક ચાલે,
બીલાડીની દાઢે ચડીયો, ઉંદરડો શુ મહાલે આતમ૦ ૭

કાળ ઝપાટો સૌને વાગે, યોગીજન જગ જાગે,
બુદ્ધિસાગર આતમ અર્થી, રહેજો સૌ વૈરાગ્યે. આતમ૦ ૮

૭૩

દડી રમતમા પડી રે સન્તો, દડી રમતમા પડી—એ રાગ

પાપકર્મ બહુ ભારીરે નિન્દા, પાપકર્મ બહુ ભારી,
મનમા જોજો વિચારી રે, નિન્દા-એ ટેક

નિન્દકની દ્રષ્ટિ છે અવળી, ગુણ અવગુણ દેખાય,
પાપીના પાપી છે નિન્દક, મરી નરકમા જાયરે. નિન્દા૦ ૧

કાગડો દેખે ચાંદાંને જેમ, નિન્દક દેખે દોષ;
ધત્તુર ભક્ષકની પેઠે એ, શું કરવો ત્યાં રોષરે. નિન્દા૦ ૨

ચાડી ચુગલી નિન્દક કરતો, કલંક ચઢાવે શીર;
ચંડાલથી પણ નિન્દક પાપી, ધોતો પરનાં ચીર રે. નિન્દા૦ ૩

ક્રિયાકાણ્ડ નિંદકનાં સંતો, લેખે નહીં ગણાય;
નામ દેઈને નિંદા કરતો, મુક્તિપુરી નહિ પાયરે. નિન્દા૦ ૪

સાધુ સન્ત વૈરાગી ત્યાગી, જોગી ભોગી ફકીર;
નિંદા પરતણી પરહરશો, પામો ભવજલ તીરરે. નિન્દા૦ ૫

નિંદામાંહિ સહુ લપટાયા, બચિયા કોઇક સન્ત;
નિંદક માથે નથી શિંગડાં, વાણીથી ઓળખંતરે. નિન્દા૦ ૬

અદેખાઇની પુત્રી નિંદા, મુક્તિમાર્ગ પ્રતિકૂળ;
લાખચોરાશીમાં ભટકાવે, નાખી માથે ધૂળરે. નિન્દા૦ ૭

સમકીતી નિન્દા નવિ કરશે, કરશે ગુણનું ગાન;
શ્વાનદંતને કૃષ્ણ વખાણે, ગુણનું કરે બહુમાનરે. નિન્દા૦ ૮

સર્વગુણો જાણો જિનવરમાં, બાકી દોષી હોય;
નિજમાં અવગુણ પોઠ ભરી છે, જુવે ન તેને કોયરે. નિન્દા૦ ૯

કર્મવશે સૌ દોષે ભરીયા, કરો ન નિન્દા ભાઈ;
બુદ્ધિસાગર ગુણને ગાતાં, જગમાં હોવે વડાઇરે. નિન્દા૦ ૧૦

૭૪

શામળિયાની પાઘડી—એ રાગ.

જીવડા ફુલી ફરે શું ફોક, તારૂં જગ કો નહીં;
તારી કાયા સુકોમળ કેળ કે, તે પણ અહીં રહી;
ઘર હાટાંને ચોપદારે, કુટુમ્બને પરિવાર,
આંખ મીચાએ સાથમાંરે, કોઈ ન આવે લગાર. તારૂં૦ ૧

હસતો ખાતો પહેરતોરે, ફરતો મારે લ્હેર;
કાળ કોળીઆ આગળેરે, લાગે શી ત્યાં દેર. તારૂં૦ ૨

પુણ્ય પાપને નવિ ગણેરે, અભિમાનનો તોર,
એક દિન એહવો આવશેરે, ચાલે નહિ કઇ જોર તારૂ૦ ૩

કૂડ કપટને કેળવેરે, કજીયા ને કકાસ,
માહોમાહે લડાવતોરે, મરી નરકમા વાસ તારૂ૦ ૪

રાજા રંકને બાદશાહરે, હકીમ હોદ્દાદાર,
કાળે સહુ ભક્ષણ કર્યારે, તારો ત્યા શો ભાર તારૂ૦ ૫

મરી મરી સહુ ચાલીયારે, પરગટ ચાલે પેખ,
પૃથ્વી થઈ નહીં કોઇનીરે, ચેતન નજરે દેખ તારૂ૦ ૬

આજ કાલ કરતા થકારે, દહાડા વીતી જાય,
કરવુ હોય તે કીજીએરે, પસ્તાવો પછી થાય તારૂ૦ ૭

મરડી મૂછો મ્હાલતારે, જગ વર્તાવે આણ,
ધાગાવિણ નાગા ગયારે, જોને નજરે મશાણ તારૂ૦ ૮

વશ કોઈનો નવિ રહ્યોરે, નામ જાતને ભાત,
આયુષ્ય ખૂટે ચાલવુ રે, પરભવ લેવી વાટ તારૂ૦ ૯

વૈરાગ્યે મન વાળજોરે, તો લેહેશો ભવપાર,
બુદ્ધિસાગર ચેતજોરે, પામો શિવસુખકાર તારૂ૦ ૧૦

૭૫

રાગ ઉપરનો

ચેતન ! ચેતો ચતુરસુજાણ, વખત વહી જાયછે,
ભજીલેને પ્રભુજીનું નામ–વખત૦

અંજનગિરિ ધોળા થયારે, ચેત ચેત ઝટ ચેત,
ભમે તેતરપર બાજ જ્યુરે, કાળ ઝપાટા દેત વખત૦ ૧

મનમા આશા અતિઘણીરે, નવનવ વધની જાય,
આશા ગાગર ફુટતારે, આધિ ઉપાધિ સમાય વખત૦ ૨

લલચાયા કોઈ લોભમારે, કપટે કોઇ કુટાય,
મિત્રાઇમા મ્હાલતારે, ભવમાહી ભટકાય વખત૦ ૩

સ્વારથીયા સંસારમાંરે, સ્વપ્ના જેવું સુખ;
સાચું સુખ નહિ પ્રાણીયારે, અંતે દુઃખ નું દુઃખ. વખત૦ ૪

ગાદ્દી તકીયા બેસતારે, કરતા લોક સલામ;
હસી હસી દેતા તાળીયોરે, ઉઠી ચાલ્યા તેના રામ. વખત૦ ૫

સારૂ નરસું નવી ગણ્યુંરે, કીધાં બહુલાં પાપ;
જીભલડીના જૂઠડેરે, પામ્યો અતિ સન્તાપ. વખત૦ ૬

જ્ઞાન ધ્યાન વિવેકમાંરે, કાઢયો નહિ કંઈ કાળ;
દુઃખદાવાનલ સારિખીરે, રચ્યો ખટપટ જાળ. વખત૦ ૭

મોહમાયા મૂકી પરીરે, સદ્‌ગુરૂનો કર સંગ;
બુદ્ધિસાગર પામીએરે, આતમ અનુભવ રંગ. વખત૦ ૮

૭૬

રાગ ઉપરનો.

તારૂં નામ ન રૂપ લખાય, અલખ પરમાતમા,
તારી શક્તિ અનંત કહાય. અલખ૦ ૧

જ્ઞાનાદિક તુજ સંપદારે, કર્માચ્છાદિત થાય;
પરભાવ રંગી ચેતનારે, કર્મગ્રહણનો ઉપાય. અલખ૦ ૨

ધૂમાડા બાચક ભરેરે, હાથ કશું નહિ આય,
પર પોતાનું માનતાંરે, જન્મ મરણ દુઃખ પાય. અલખ૦ ૨

દેખે તે તારૂં નહીંરે, તાહરૂં તાહરી પાસ;
પોતાને રંક માનીનેરે, ક્યાં કરે તું પર આશ. અલખ૦ ૩

કાલ અનંતો ઉંઘીયોરે, મિથ્યારયણી મઝાર;
સદ્‌ગુરૂએ ઉઠાડીયોરે, સફલ થયો અવતાર. અલખ૦ ૩

વિનય ભક્તિ કરૂણા ગ્રહીરે, ભાવ અપૂર્વ ગ્રહાય;
ચિદ્‌ઘનસંગે ખેલતાંરે, કર્મકલંક કટાય. અલખ૦ ૫

શુદ્ધસ્વરૂપી ચેતનારે, દો ભેદે વર્તાય;
દેહાતીત થઇ આતમારે, જ્યોતિમાં જ્યોત મિલાય. અલખ૦ ૬

શુદ્ધસ્વરૂપે આતમારે, સત્તાએ સહુ હોય,
બુદ્ધિસાગર ધ્યાવતારે, આપસ્વરૂપે જોય અલખ૦ ૭

૭૭

ચેતાવુ ચેતી લેજેરે—એ રાગ

જુઓ આ કાચી કાયારે, જેવા પાણીના પરપોટા,
જેજે ભાવો નિરખે નયણે, જાણ જરૂર મન ખોટા જુઓ૦ ૧

હાડ માસ રૂધિરને ધાતુ, ઉપર ચામડી કાચી,
વિષ્ટા મૂતર લીંટ કોથળી, ગ્હો શુ ? તેમા રાચી જુઓ૦ ૨

શત ઘટ જલના ઉપર રેડે, તો પણ કાયા મેલી;
પવિત્રતા એમા ક્યા દીઠી, અવસર આવે ઘેલી જુઓ૦ ૩

તીન ભુવનનો સ્વામી આતમ, કાયામાહિ વસિયો,
આયુષ્ય અવધિ પૂરી થાતા, દેહગેહથી ખસિયો જુઓ૦ ૪

થઇ નહિ કોઇની થશે ન તારી, માને મારી મારી,
બુદ્ધિસાગર ચેતી લેજે, ચિદ્‌ઘન અન્તરૂં ધારી જુઓ૦ ૫

૭૮

રાગ ઉપરનો

ચેતાવુ ચેતન સાગરે, આતો જૂઠી માયા બાજી,
સુપનાની સુખલડી ખાતા, ભૂખ જગ નવી ભાજી ચેતાવુ૦ ૧

સાગરકેરૂ પાણી નિર્મલ, પીતા લાગે ખારૂ,
તૃષા ન ભાગે તૃષ્ણા જલથી, વચન માની લે મારૂ ચેતાવુ૦ ૨

ફાફા મારે ફોગટ ફુલી, ભ્રમણામાહિ ભૂલી,
કાચી કાયા માટી વાસણ, અન્ત ધૂલની ધૂલી ચેતાવુ૦ ૩

ઝાઝવાના જલને દેખી, મૃગલા પીવા દોડે,
સિંહ ગુફામા મેઘ ગાજથી, ફોગટ માથુ ફોડે ચેતાવુ૦ ૪

રંકો ચાલ્યા રાજા ચાલ્યા, ચાલનહારા ચાલે;
મૃત્યુ બાજનો ભય છે માથે, ફોગટ શું તું મ્હાલે. ચેતાવું૦ ૫
આરે કાયામાં આતમહીરો, જ્ઞાનાનન્દનો દરીયો;
બુદ્ધિસાગર પામંતાં તે, ભવસાગર ઝટ તરીયો. ચેતાવું૦ ૬

૭૯

રાગ ઉપરનો.

અરે આ જગમાં મોટીરે, જ્યાં ત્યાં તૃષ્ણા નદીયો વહેતી;
જ્ઞાનધ્યાનની તોડી તેડો, જાય તડાકા દેતી. અરે૦ ૧
તૃષ્ણાનદીમાં આંશા પાણી, મોહમેઘ ત્યાં વરશ્યો;
ચેતન ચાતક ટળવળતો ત્યાં, રહીયો તે તો તરસ્યો. અરે૦ ૨
દેહદેશના ઘટઘટમાંહિ, દેખંતાં દેખાતી;
પડિયા પ્રાણી ગોથાં ખાતા, વહેતી બહુ મદમાતી. અરે૦ ૩
ભળતી તેતો નરકનિગોદે, જ્યાં નહિ દુઃખનો આરો;
ચેતનહારા જલ્દી ચેતો, ઝાલો જ્ઞાની તારો. અરે૦ ૪
રંક બાલને પંડિત જોશી, બુદ્ધા ભોળા પડિયા;
રોગ શોકનાં ગોથાં ખાતા, જન્મમરણથી નડિયા. અરે૦ ૫
ક્રોધ મગરને નિન્દા ખાડો, અદેખાઇની ભમરી;
પડીયો પ્રાણી પાપે તેમાં, નીકળ ગયો ત્યાં દમરી. અરે૦ ૬
સદ્ગુરૂ તારા હાથ ઝાલીને, બૂડંતાને તારે;
બુદ્ધિસાગર સદ્ગુરૂસંગે, ઉતરો પેલી પારે. અરે૦ ૭

૮૦

અલી સાહેલી જિનવાણી સાંભળવા ઉભી રહેને—એ રાગ.

શ્રીવીર પ્રભુ ચરમ જિનેશ્વર, વંદી વિનતિ કીજીએ;
પ્રભુસમ થાવા આત્મિક અનુભવ, રસના પ્યાલા પીજીએ ॥
તુજ મુજ વચ્ચે અન્તર મોટું, પણ ધ્યાનથકી લાગ્યું છોટું;
આત્મિક અનુભવી મન તે ખોટું. શ્રી વીર૦ ૧

સિદ્ધશાશ્વત પદ સુખના રસીયા, અક્ષયસ્થિતિ સિદ્ધશિલા વસીયા,
મુજ મનમન્દિરથી નવી ખસીયા શ્રી વીર૦ ૨

પ્રભુ ! કર્મ સગ દૂરે ટાળી, આત્મિકઋદ્ધિને અજુવાળી,
વરીયા મુક્તિ વધુ લટકાળી શ્રી વીર૦ ૩

જ્ઞાનદર્શનચરણ એ રત્નત્રયી, વ્યાપી સિદ્ધ વ્યક્તિ ગુણમયી,
મિથ્યાત્વદશા સબ દૂર ગઇ શ્રી વીર૦ ૪

મુખ વીર વીર એમ ઉચ્ચારૂ, પણ વીર ગુણ નવી મભારૂ,
કહો આતમને કેમ કરી તારૂ શ્રી વીર૦ ૫

હુ ક્રોધી કપટીને દ્વેષી, મોહી રોગી ભોગી કલેશી,
હુ ભવ અટવીમા રહ્યો બેશી શ્રી વીર૦ ૬

નિરાગીથી કેમ રાગ કરૂ, જો રાગ દશા ઝટ પરિહરૂ,
તો ભવજલધિ હુ સહેજે તરૂ શ્રી વીર૦ ૭

પ્રભુ ધ્યાન દશા જો ચિત્ત જાગે, તો તુજ મુજ અતર ઝટ ભાગે,
એમ સેવક ગુણ ગાવે રાગે શ્રી વીર૦ ૮

ધ્યાતા જો ધ્યેયસ્વરૂપ થાવે, તો ધ્યાનદશા લેખે આવે,
બુદ્ધિસાગર એમ ગુણ ગાવે શ્રી વીર૦ ૯

## ૮૧

### ગઝલ

અહો દૈવની ગતિ ન્યારી, સહુ પ્રાણીને થઇ ભારી,
ઘડીમા કરે પલકમા હરે, દીવો વાયુથી જુવો જ્યુ ફરે અહો૦ ૧

જેના નાદથી સહુ નાસે, જેની જ્યોતિથી સહુ ભાસે,
અવસ્થા એક તે ના ધરે, ગતિ દૈવની ગમે તે કરે અહો૦ ૨

જેના શૌર્યથી સહુ બીના, જેની કાન્તિમા સહુ લીના,
ભૂલ્યા ભૂલથી ભલી બાજી, ગતિ દૈવની રહી ગાજી અહો૦ ૩

જેની હાકથી સહુ બીતા, ભણ્યા ભાવથી વળી ગીતા
જેવી કર્મની ગતિ તેવા, રૂવે ટ મને જમે મેવા અહો૦ ૪

અવસ્થા સદા વિચિત્રા સહુ, જુઓ રામની કથા શું કહું;
જુઓ કૌરવો બહુ ફૂલ્યા, પ્યારી પ્રાણ ધન સહુ ડૂલ્યા. અહો૦ ૫
પલકમાં તાપ પલકમાં છાય, અવસ્થા એક કદિ ના જાય;
ધરી માન શું ભૂલે ભાન, ચેતી ચિત્તમાં ધરો ધ્યાન. અહો૦ ૬
સજી સાધનો ધરો ધ્યાન, બુદ્ધિ આત્મના કરો ગાન;
અવસ્થા ન એક જાનારી, બુદ્ધિસાગરે કહ્યું ધારી. અહો૦ ૭

૮૨

ચેતન અનુભવ રટના લાગી, અલખ તોરી આતમસેં રઢ—
લાગીરે હેજી. કોઇ વિરલા તુજ ગુણ રાગી—અલખ૦ ૧
કાદવમેં ચીર ધોવે ધોબી, બીજં બોયા ઉખર ભૂ પ્રાણી;
વાણીકા સહુ બેટા જાયા, કર્યું જગત ધૂલધાણી. અલખ૦ ૨
ભૂલ્યો જન જગકું ચેતાવે, વેશ્યા સહુકું નાચ નચાવે;
ઉધ્યાજન ઋદ્ધિ બહુ પાવે, જાગ્યા શીશ કટાવે. અલખ૦ ૩
પંડિત પોપટ બહુ બહુ બોલે, ફણીધર સામો તાકી ડોલે;
પરઘર મૂરખ ઋદ્ધિ ખોળે, નારી કંત હીંચોળે. અલખ૦ ૪
અનુભવ વિરલા જોગી જાણે, મૂરખ આપમતિકું તાણે;
બુદ્ધિસાગર આતમજ્ઞાને, ઠરશો નિર્ભયસ્થાને. અલખ૦ ૫

૮૩

માયામાં મનડું મોહ્યું રે—જાગીને જો તું,
નરભવનું જીવન ખોયું રે-જાગીને જો તું.—એ ટેક.
માતાની કૂખે આવી, નવ માસ ઉંધો રહીયો,
ત્યાં દુઃખ અનન્તુ લહિયોરે. જાગીને જો તું, માયા૦ ૧
બાલપણામાં સમજ્યો ન દેવગુરૂ સેવા,
રમવું ને મીઠા મેવારે. જાગીને જો તું, માયા૦ ૨
જુવાનીમાં જુવતીના સંગ બહુ ખેલ્યો,
તેં ધર્મને પડતો મેલ્યોરે. જાગીને જો તું, માયા૦ ૩

પૈસાને માટે પાપો કર્યાં તે બહુ ભારી,
તે આતમને વિસારી રે જાગીને જો તુ, માયા૦ ૪
રાગદ્વેષે વાહ્યો અજ્ઞાને ભરમાયો,
નાહક જ્યા ત્યા ધાયો રે જાગીને જો તુ, માયા૦ ૫
સુખે દુ ખે પ્રાણીને એક દિન મરવુ,
પણ કામ વધાર્યું વરવું રે જાગીને જો તુ, માયા૦ ૬
કરીશ તુ જેવુ પામીશ ભાઇ તેવુ,
કોઇને કાઇ ન કહેવુ રે જાગીને જો તું, માયા૦ ૭
સ્વપ્નાની જૂઠી બાજી, રહ્યો શું તેમા રાજી,
કોઇને કાઇ ન છાજીરે જાગીને જો તું, માયા૦ ૮
બુદ્ધિસાગર ભવ્યો ચેતજો વિચારી,
સમજો નરને નારી રે જાગીને જો તુ, માયા૦ ૯

૮૩

જોતા જોતા ચાલ્યા ગયારે—જોડીયા તાગ.
રમણીક રઢીયાળા, રગે રૂડા રૂપાળા,
મરી ગયા બહુ વ્હાલારે જોડીયા૦ ૧
ખમાખમા જેની થાતી, જગ આણ વર્તાતી,
ચાલ્યા પરભવ વાટેરે જોડીયા૦ ૨
જુતા બૂટ પહેરી ચાલ્યા, વ્યભિચારી થઇ મ્હાલ્યા,
ઘોરમાહી ગોરી ઘાલ્યારે જોડીયા૦ ૩
પાઘડી માથાએ ઘાલી, ફર્યા દેશોદેશ મ્હાલી,
મશાણે તે ગયા ખાલીરે જોડીયા૦ ૪
નાતને જાતને નડે, વૈરને ઝેરથી લડે,
પોક તેની જોને પડેરે જોડીયા૦ ૫
ચેતી લ્યોને નર નારી, હિત શિખામણ સારી,
બુદ્ધિસાગર સુખકારીરે જોડીયા૦ ૬

૮૪

પ્રભુ મનાવા, પ્રભુ મનાવા, સખી હું પ્રેમે જાઉંરે;
ભટકી દેશોદેશ નેમેં, સ્વામીને ઘેર લાઉંરે. પ્રભુ૦ ૧
ચૌદ ભુવનમાં આથડી પણ, પ્રભુ ન દીઠા ક્યાંયરે;
શરીર ભિંતર ખોજીયા તો, પ્રભુજી દીઠા ત્યાંયરે. પ્રભુ૦ ૨
ભાગી ભ્રમણા થઇ સૌભાગી, જુદી ઘડી ન રહાઇરે;
અલખ અરૂપી આતમાની, સાચી એક સગાઇરે. પ્રભુ૦ ૩
હરખી સ્વામી ઘેર આવ્યો, નાઠું ઘર અન્ધેરરે;
બુદ્ધિસાગર જાણતાં તે, ભાગે ભવનો ફેરરે. પ્રભુ૦ ૪

૮૫

સુવિધિ જિનેશ્વર સાહિબ સેવો, આપે શિવપુર મેવો,
સદા ઘટ અન્તરૂ જામી;
પ્રેમ લાવીને પ્રભુ પાય પડું છું, દુઃખડાં મારાં રડું છું. સદાઘટ૦ ૧
અષ્ટપ્રકારી હું તો પૂજા રચાવું, ભાવે ભાવનાભાવું; સદાઘટ૦
બોલો પ્રભુ જરા પ્રેમ ધરીને, દયાની દૃષ્ટિ કરીને. સદાઘટ૦ ૨
શાનેમાટે મને તારો ન સ્વામી, કહેશો જો ગુણની છે ખામી; સ૦
પ્રેમ ધરીને તે ગુણોને આપો, જેથી જાય બળાપો. સદાઘટ૦ ૩
કહેશો જો યોગ્યતા નથી તારામાં, આપો યોગ્યતા
મારામાં; સદાઘટ૦
કહેશો સમયે તુજ યોગ્યતા આવે, આપો સમય તે ભાવે. સદા૦ ૪
કહેશો કે દીલ નથી મુક્તિનું સાચું, તે પણ
ભાવથી યાચું; સદાઘટ૦
કહેશો જો જ્ઞાન નથી તુજ મારૂં, તેથી હું
કેમ કરી તારૂં. સદાઘટ૦ ૫
તેપણ જ્ઞાન ઘડીમાં આપો, શાને માટે તમે નાપો; સદા૦
કહેશો કે શ્રદ્ધા નથી તુજ સાચી, શ્રદ્ધા તેવી મેં યાચી. સદા ૬

મોડા વ્હેલા શિવ તમે પમાડો, શીદને વાર લગાડો; સદા૦
શ્વાસોશ્વાસે ભક્તિ જો જાગે, બોલ્યા પ્રભુગુણ ગાગે. સદા૦ ૭

અન્તર્જામીની ભક્તિ તો કરશુ, તન્મય થઈને વિચરશુ, સ૦
અનુભવ નયણે અગમપથ જાશુ, પોતાની ઋદ્ધિ કમાશુ સ૦ ૮

અજરામર અજ જે અવિનાશી, સુખ અનન્ત વિલાસી, સ૦
નામરૂપ નહીં નિર્મલજ્ઞાની, બુદ્ધિસાગર એવો જાણી સદા૦ ૯

૮૬

રાગ ઉપરનો

સહજ સ્વરૂપી મારો અંતર્જામી, પરમાતમ ઘટગામી,
પ્રભુ ચિન્મય ગુણધારી,
નિશ્ચયનયથી શુદ્ધસ્વરૂપી, જાણો એ રૂપારૂપી, પ્રભુ ચિન્મય૦ ૧

પર્યાય સમયે સમયે અનંતા, પ્રતિપ્રદેશે ફરતા, પ્રભુ૦
ઉત્પાદ વ્યય સ્થિતિ ત્રણ સ્વરૂપે, સમયે દ્રવ્ય પ્રરૂપે પ્રભુ૦ ૨

આનંદ આપે ભવદુઃખ કાપે, આપોઆપ પ્રતાપે, પ્રભુ૦
આત્મિક શુદ્ધસ્વભાવનો ભોગી, યોગીનો પણ યોગી - પ્રભુ૦ ૩

શક્તિ અનંતી સદાનો જે સ્વામી, નામી પણ તે અનામી, પ્રભુ૦
સુજન સ્નેહી વ્હાલો ધ્યાનેરે આવે, બુદ્ધિસાગર સુખ પાવે પ્ર૦ ૪

૮૭

યાદ કરી લે સિદ્ધ સનાતન, છોડી સબ દુનિયાદારી,
પરગટ પિણ્ડે વસીયો પોતે, પરમ બ્રહ્મપદ ગુણધારી યાદ૦ ૧

હું ને મારૂં સબ પરિહારી, કર તું પરમાતમ યારી,
તત્ત્વમસિ માયા નહિ તેરી, બોલ ખરી પરમ બારી યાદ૦ ૨

મુક્તિસ્થાન નહિ તેરા દુસરા, કર મિલનને તઇયારી,
ધ્યાન લગાદે સ્વામીસ્હામે, સકલ સંગસે પરવારી યાદ૦ ૩

નિર્મલ આત્મપ્રદેશ નીહાળી, વર ચિન્મયપદ સુખકારી;
નહિ તું ન્યારા તેથી પ્યારા, વીતરાગ પદમય ભારી. યાદ૦ ૪

સત્યનિરંજન નિર્ભય દેશી, પાવે તો હૈ હુશીયારી;
બુદ્ધિસાગર અનુભવ પામી, સત્તા ધ્યાવું નિરધારી. યાદ૦ ૫

૮૮

મનસા માલીની એ જીવો ગોરખ—એ રાગ.

જીવડા જાગીનેરે જોગી સંગે, ચાલજે નિજદેશમાં;
પઢત પુસ્તક પંડિતો પણ, ઘટ વહે છે ક્લેશમાં. જીવડા૦ ૧

તિરછા નાડી મધ્ય ગાડી, બેલ બેથી શોભતી;
ગગનમણ્ડલ ચાલતી તે, સ્થાનકે સ્થિર શોભતી. જીવડા૦ ૨

પ્રેમી પરદેશી જના ત્યાં, લોભથી લલચાવશે;
મનહર મોહી માનિનીયો, હાવભાવ દર્શાવશે. જીવડા૦ ૩

સ્વસ્થ ચિત્તે ચાલવું ત્યાં, મોહઘાટી ભેદવી;
ઘાટ અવઘટ ઉતરીને, આત્મસત્તા વેદવી. જીવડા૦ ૪

ચિત્તનિજ ઉપયોગમાંહિ, રાત્રી દિવસ ચાલજે;
પામી પ્રેમે દેશ તારો, નિજ સ્વરૂપે મ્હાલજે. જીવડા૦ ૫

સારી આલમ દેખજે તું, જ્યોતિજ્યોત મિલાવજે;
ભૂલી જગનું ભાન વાલ્હમ, તારી ધ્રુવની પાવજે. જીવડા૦ ૬

અનંત અક્ષર આતમા તું, જોડીલાને જગાડજે;
બુદ્ધિસાગર તરણા પાછળ, ભાનુને તું ભાળજે. જીવડા૦ ૭

૮૯

રાગ ઉપરનો.

જીવડા ઝગમગેછે જ્યોતિ તારી, અસંખ્ય પરદેશે કરી;
શુદ્ધશ્રદ્ધા સદ્ગુરૂની,—વાણીએ વર્તી ખરી. જીવડા૦ ૧

ચંદ્ર ભાનુ કોટિ ઉગે, કરે પ્રકાશ અપારજી,
તેહથી પણ આત્મજ્યોતિ, જૂદી અનંતીધાર જીવડા૦ ૨
તેજનુ પણ તેજ એ છે, સર્વ એમા સમાયજી,
લડાલડી નહિ એહમા કંઈ, સતથી પરખાય જીવડા૦ ૩
અનંતશક્તિ સુખનુ તે, ધામ નામાતીતનુ,
વૈખરીથી કહ્યુ ન જાવે, શુ કહુ ત્યા ગીતનુ જીવડા૦ ૪
પરમ આત્મસ્વરૂપની ત્યા, સ્થિતિ એકાકારજી,
અનંત વ્યક્તિ ગુણથકી એક, દોષ નહિ જ્યા લગાર જીવડા૦ ૫
પક્ષાપક્ષી કયા કરો ભાઈ, વાદવિવાદ વિચારજી,
તત્ત્વરૂપ ન અન્યથા હોય, નિશ્ચય એ નિર્ધાર જીવડા૦ ૬
શુદ્ધ સત્તા આત્મકેરી,- તેહનો તીરોભાવજી,
આવિર્ભાવે હોવતા તે, મુક્ત આતમ સ્વભાવ જીવડા૦ ૭
સાર એ મહુગ્રંથનુ છે, એહમા જેનુ ધ્યાનજી,
બુદ્ધિસાગર આત્મધ્યાને, પ્રગટે શુદ્ધુ જ્ઞાન જીવડા૦ ૮

૯૦

પંથડો નિહાળુ રે બીજા જિનતણોરે એ-રાગ

જીવડા તુ જાગીને જોને ધર્મનેરે, જાગ્યો તેનુ જ નામ,
જાગ્યા પણ ઉંઘતા પ્રાણીયારે, કેવલ દુ:ખનુ ધામ જીવડા૦ ૧
જાગ્યાજન ઉંઘ્યા નહિ માનજોરે, ઉંઘ્યા જાગે કોઈ,
જાગે ઉંઘે જ્ઞાની આતમારે, નહિ ત્યા અચરીજ હોઇ જીવડા૦ ૨
ગંભીર જ્ઞાનીગમથી મહુ ધરેરે, સત્યરૂપ નિરધાર,
ઢાકઢમાલે ધર્મ ધર્તિગમારે, મોહ્યા મૂઢગમાર જીવડા૦ ૩
અંતર્યામી આતમ ઓળવેરે, ધર્મતત્ત્વ નહીં ભાન,
સમકિત શ્રદ્ધા દૂરે મૂકીનેરે, મિથ્યાત્વે ગુલતાન જીવડા૦ ૪
ધર્મ ધર્મ પોકારે દુનિયારે, પામે નહિ શિવપંથ,
બુદ્ધિસાગર પામર પ્રાણીનેરે, તારે ગુરૂ નિગ્રંથ જીવડા૦ ૫

૯૧

ભજન કરીલે ભજન કરીલે, ભજન કરીલે ભાઈરે;
દુનિયાદારી દુઃખની કયારી, જૂઠી જગની સગાઇરે. ભજન૦ ૧

કાયા સુકોમળ કેળ જેવી, બીગડતાં નહિ વારરે;
ભલાભલા પણ ચાલીયા તો, પામરનો શો ભારરે. ભજન૦ ૨

કાદવકેરા કીચમાંહી, કીડા લાખ કરોડરે;
કીટક જેવો માનવી તું–જાણી પ્રભુ મન જોડરે. ભજન૦ ૩

વાડી ગાડી લાડીમાંહી, ખરચે પૈસા લાખરે;
એવા મરી મસાણે ચાલીયા, તેનાં શરીર થઇ ગયાં રાખરે. ભ. ૪

બાજીગરની બાજી જેવી, જૂઠી જગત જંજાળરે;
ઝાંઝવાના નીર જેવું, જૂઠું જગતનું વ્હાલરે. ભજન૦ ૫

કાળ પાછળ લાગીયો જેમ, તેતર ઉપર બાજરે;
ઝડપી લેશે જીવડાને, કયું કરી રહેશે લાજરે. ભજન૦ ૬

જરૂર જાવું એકલું ભાઈ, કોઇ ન આવે સાથરે;
બુદ્ધિસાગર કરૂણાસાગર,–ગુરૂનો ઝાલો હાથરે. ભજન૦ ૭

૯૨

ભજન કરી લે ભજન કરી લે–એ રાગ.

પ્રભુ ભજી તું પ્રભુ ભજી તું, સફલ કર નરદેહરે;
મોંના માગ્યા વરશીયા છે, માનવ ભવના મેહરે. પ્રભુ૦ ૧

આ દેહવ્યાપી આતમાની, ઝળકે રૂડી જ્યોતરે;
જ્ઞાન ગુણ તે હંસનો છે, કરે સ્વપર ઉદ્યોતરે. પ્રભુ૦ ૨

બાહિર ભટકે જીવડા શું ? કરી લે ઘટમાં ખોજરે;
રત્ન અમુલખ માંહિ ભરીયાં, દેખતાં સુખ મોજરે. પ્રભુ૦ ૩

આતમ તે પરમાતમા છે, પ્રભુ વિભુ જગદીશરે,
ભિન્નપણું ત્યા કર્મથી છે, કહુ છુ વિશ્વાવીશરે   પ્રભુ૦ ૪

અનત આતમ વ્યક્તિથી છે, સિદ્ધ સરખા ભાઈરે,
બુદ્ધિસાગર આત્મધ્યાને, ભજન સ્ફુરણા આઈરે   પ્રભુ૦ ૫

૯૩

રાગ ઉપરનો.

ભજન કર મન ભજન કર મન, ભજન કર ભગવતરે,
મૃત્યુ માથે ગાજતુ તુજ, મનમા શુ હરખતરે   ભજન૦ ૧

મૂછ મરડી મ્હાલતાને, ગરવે દેતા ગાળરે,
રાવણ જેવા રાજવી પણ, કોળીયા થઇ ગયા કાળરે   ભજન૦ ૨

દેતા હસી હસી તાળીયોને, માયામા ગુલતાનરે,
પરભવવાટે ચાલીયા તે, ભૂલી ભમે નાદાનરે   ભજન૦ ૩

રજની થોડી વેશ ઝાઝા, આયુ એળે ન ગુમાવરે,
ફરીફરીને નહિ મળે જીવ, ધર્મકરણનો દાવરે   ભજન૦ ૪

જરૂર જન્મી જાવુ એકદિન, કોઈ ન જગ ઉગરતરે,
બુદ્ધિસાગર શરણુ કરી લ્યો, દેવ શ્રી અરિહતરે   ભજન૦ ૫

૯૪

રાગ ઉપરનો

જુઓ ઝપાટો જુઓ ઝપાટો, કાળનો વિકરાળરે,
જગત જીવને પાશ પકડી, કરતો નિત્ય ફરાળરે   જુઓ૦ ૧

રાજા રક રૂ બાદશાહને, માલીકને મહીરાણરે,
ગોદી ઘાલ્યા ઘોરમાહિ, ચાલ્યા કેઇ મશાણરે   જુઓ૦ ૨

ચોરી જારી ચુગલીમા, કાઢે દિનને રાતરે,
તેના શરીર મળી ગયા માટીમાહિ, કોઇ ન પુછે વાતરે   જુઓ૦ ૩

રાત ન ગણુશે દિન ન ગણુશે, વૈધ્રતને વ્યતિપાતરે;
જોતાં ટગમગ ચાલવું જીવ, માત પિતાને ભ્રાતરે. જુઓ૦ ૪
ચાલ્યા અનંતા ચાલશે જગ, વૃદ્ધ યુવા નર નારરે;
બુદ્ધિસાગર ચલતપંથે, ધર્મનો આધારરે. જુઓ૦ ૫

૯૫

રાગ સોરઠ.

પ્રીતમ મુજ શુદ્ધ બુદ્ધ અવિનાશી, અલખ અગોચર અજરામરહૈ;
પરમાનંદ વિલાસી. પ્રીતમ૦ ૧
નિર્મળ નિઃસ્નેહી નિઃસંગી, લોકાલોકપ્રકાશી;
નર વા નારી નહી નપુશક, શાશ્વત શિવપુરવાસી. પ્રીતમ૦ ૨
કાયા માયા વચનાતીત હૈ, નહિ ગંગા ઓર કાશી;
બુદ્ધિસાગર ચેતન ચિદ્દ્ઘન, સમજે તો સુખરાશિ. પ્રીતમ૦ ૩

૯૬

પદમ પ્રભુ પ્રાણસે પ્યારા—એ ગઝલ.

ચેતન તારી ગતિ ન્યારી, સમજ લે ચિત્તમાં ધારી. ચેતન૦
પ્રકાશી તું અવિનાશી, ત્યજી દે આશ સુખવાસી;
મોહાદિકથી રહો ન્યારા, વહો નિજ રૂપ નિર્ધારી. ચેતન૦ ૧
નહીં તું દેહ નહીં વાણી, ગ્રહી લે સત્ય હિત જાણી;
અનુભવ સત્ય લ્યો સાચો, સદા ત્યાં સ્થિર થઇ રાચો. ચેતન૦ ૨
નહીં જ્યાં દુઃખની છાયા, નહીં જ્યાં રાગ પડછાયા;
સદા શુદ્ધ બુદ્ધ એકીલો, ગ્રહીને ભવ્ય સુખ ઝીલો. ચેતન૦ ૩
મુનીન્દ્રે બ્રહ્મને ગાયો, યોગીન્દ્રે યોગથી ધ્યાયો;
બુદ્ધયબ્ધિ ધ્યાન તસ સાચું, અવર તો જાણવું કાચું. ચેતન૦ ૪

---

૯૭

રાગ સોરઠ

પ્રીતમ મુજ કબહુ ન નિજઘર આવે, પરઘર ભટકત યાચક હોકર,
વેશ્યાસંગી કહાવે પ્રીતમ૦ ૧

મોહમદિરા વેશ્યા પાકર, નાચ વિવિધ નચાવે,
ઘટ ઋધ્ધિ સહુ ફોલી ખાવે, ભ્રમણામાહિ ભૂલાવે પ્રીતમ૦ ૨

જાઓ સખી મુજ સ્વામી મનાવો, રીઝી યથા ઘર આવે,
પરઘર માહરો દાવ ન ફાવે, કહીયુ ફોગટ જાવે પ્રીતમ૦ ૩

લાવી માનવી સખી વ્હા જાકર, અત્યાનંદ ધરાવે,
બુદ્ધિસાગર સિદ્ધ સુહંકર, સેજે પતિ પધરાવે પ્રીતમ૦ ૪

૯૮

રાગ સોરઠ

પ્રિયા મમ છટકી ભટકી અટકી, ખેંચી તાણી ઘરમા ઘાલી,
તો પણ જાવે છટકી પ્રિયા૦ ૧

આપમતીલી નાસે ઉઠી, પરઘર ચોરે લુટી,
દેતા શીખામણ ભરીને ચુટી, રોવે માથુ કૂટી પ્રિયા૦ ૨

જોગી જતિની પાસે જાકર, લાવુ એસી બૂટી,
પાણીમધ્યે ઘસકર પાવુ, વશ થૈં પડે ન વિછૂટી પ્રિયા૦ ૩

જાગી જોગી પાસે જાતા, હરખી બૂટી દીધી,
બુદ્ધિસાગર પાનાં ઘસીને, વશ થૈં ચાલત સિદ્ધિ પ્રિયા૦ ૪

૯૯

રાગ સોરઠ

બલા મુજ અનુભવ અમૃત ભાવે, બાકસ બુકસ બાકી ભોજન,
મુજ મન એહુ નોહાવે બલા૦ ૧

મતમતાંતર ષટ્ દર્શન સહુ, તાકી વાત જણાવે;
હંસચંચુ વિવેક ધરે જબ, તબ સોઽહં પદ પાવે. ભલા૦ ૨

નિરાકાર નિઃસંગી નિર્મળ, નામ ન કોઇ ધરાવે;
મન વાણીથી ન્યારો વર્તે, નિજ નિજને પરખાવે. ભલા૦ ૩

અસ્તિનાસ્તિ સ્યાદ્વાદસ્વરૂપી, ઘટ ભિતર વહી સાચો;
સુખ અનંતુ ક્ષણમાં વિલસે, શોધે બાહિર કાચો. ભલા૦ ૪

વરતે ન્યારો જડથી ચેતન, આપસ્વરૂપે અભેદી;
બુદ્ધિસાગર નિર્વેદીને, જાણે ક્યુંકર વેદી. ભલા૦ ૫

૧૦૦

રાગ સોરઠ.

આતમ અપનો સ્વરૂપ નીહારો, બાહિર દૃષ્ટિ ભટકત ભવમાં;
અન્તરદૃષ્ટિ તું તારો. આતમ૦ ૧

શુદ્ધ નિરંજન ચિદ્ઘનસ્વામિ, સ્વરૂપરમણ અવિનાશી;
ક્ષાયિકભાવે નિજગુણ ભોગી, જ્ઞાનાનંદ વિલાસી. આતમ૦ ૨

કાયા માયાથી છે ન્યારો, બ્રહ્મસ્વરૂપ નિરધારો;
ઉત્પત્તિ સ્થિતિ વ્યયનો વિલાસી, ગુણગણનો નહિ પારો. આતમ૦ ૩

પૂરવ કોડી વર્ષનું સ્વપ્નુ, જાગતાં દૂર થાવે;
શુદ્ધસ્વભાવે જાગતાં ઝટ, પરપરિણતિ દૂર જાવે. આતમ૦ ૪

એ હું એનો એછે મારૂં, દિવસે પણ અંધારૂં;
બુદ્ધિસાગર જોતાં જાગી, શું મારૂં ને તારૂં. આતમ૦ ૫

૧૦૧

રાગ સોરઠ.

મનવા એસી રમે ક્યું બાજી, હોત ન પ્રભુ તુમ રાજી. મન૦ ૧

રાણી બાજીથી નારાજી, રમતાં વારત કાજી;
રમત ભમત ચૌગતિમાં પ્યારા, નિર્બળ હોકર પાજી. મન૦ ૨

કાળ અનત ગમાયો રમતાં, જ્ઞાનકળા નહીં છાજી,
શિખામણ અબ માનલે મેરી, દેર કરે કર્યું ગ્રાઝી મનવા૦ ૩
છોડી ખાજી મનવે જ્યારે, કુમતા કુલટા લાજી,
બુદ્ધિસાગર ચિદ્દ્ઘનસગી,-સમતા ગગને ગાજી. મનવા૦ ૪

૧૦૨

રાગ સોરઠ,

ચેતન ચિદ્દ્ઘન સગી઼ગી, અજ અવિનાશી અભગી ચેતન૦
પરપરિણુતિસે નામ ધરત હે, ફરત ફરત હોય રગી,
દો રગી એકરગી હોવે, તબ હોવત નિજસગી ચેતન૦ ૧
જાગત ભાગત ઉંઘ દશા સહુ, નાસત કર્મ કુઢગી,
આપસ્વરૂપે આપ સમાયો, અચળ અટળ એ ઉમગી ચેતન૦ ૨
સ્યાદ્વાદી સમજે છે ક્ષણુમા, નિજ ધન અન્તર પાવે,
બુદ્ધિસાગર ચેતે ચિત્તમા, સો નિજ ઘરમા આવે ચેતન૦ ૩

૧૦૩

હસા સોહહ ચિન્મય ધ્યાવે, અલખ અગોચર થાવે. હસા૦
શક્તિ અનતીં સત્તા તારી, સ્થિતિ અનતી ધરાવે,
તત્ત્વરમણુતા પ્રગટે જબહી, અનુભવ અમૃત પાવે હસા૦ ૧
ઉપાદાન પણુ આપોઆપે, સમરે શક્તિ સ્વભાવે,
ઘટ શોધે સો બોધે નિજકુ, નિજઘર આતમ આવે હસા૦ ૨
આનદ અનહદ અતર પ્રગટે, આપોઆપ સ્વભાવે,
કાલ કર્મકા ભયકુ તોડી, નિર્ભયપદ વર્તાવે હસા૦ ૩
નાથ અનામી નિવૃત્તિમય, શુદ્ધસ્વરૂપ સોહાવે,
આતમ સો પરમાતમહૈ નિજ, બુદ્ધિસાગર ગાવે હસા૦ ૪

---

૧૦૪

સોવે સોવે સારી રૈન ગુમાઈ–એ રાગ.

ચિદ્‌ઘન સંગી ગુણગણ રંગી, આતમ અનુભવ સમરો પ્યારે;
આત્મા અસંખ્ય પ્રદેશી સોઽહં, આપ તરે ઓર પરકું તારે. ચિદ્‌ઘન૦ ૧

ત્યાગ લેનકું પૂતળી લુણકી, સાગરમાંહિ પ્રવેશે જ્યારે;
જલરૂપ હોકર કબહુ ન આવે, પરમાતમ પદ પરખે ત્યારે. ચિદ્‌ઘન૦ ૨

ગુરૂગમ શ્રદ્ધા પાકર પ્રાણી, અંતર લક્ષ્ય વિચારે જ્યારે;
બુદ્ધિસાગર અજરામર થઈ, ભવભય ભ્રમણા વારે ત્યારે. ચિદ્‌ઘન૦ ૩

૧૦૫

આતમ અનુભવ કોઈક પાવે, પાવે સો પરઘર નહિ જાવે, આતમ૦
પરઘર નાચ નચાવત કુલટા, અંતર ધન સબ ફોલી ખાવે. આતમ૦ ૧

સ્વરૂપપ્રકાશી તિરોભાવે, હોવત જબ સોહિ આવિર્ભાવે;
પરમાતમપદ સોહિં પિછાને, અંતર જ્યોતિ શુદ્ધ જગાવે. આતમ૦ ૨

હોવત નહિ જે કબહુ ન પ્રગટે, પ્રગટે સો સત્યરૂપ કહાવે;
સદ્‌વસ્તુ તીન કાલમાં હોવે, સત્ય નિત્ય ચેતન પરખાવે. આતમ૦ ૩

આતમભૂલે ભવમાં ભટકે, સમરે તો નિજરૂપ લખાવે;
બુદ્ધિસાગર શોધો ઘટમાં, સંત મુનીશ્વર જાકું ધ્યાવે. આતમ૦ ૪

૧૦૬

સમજીલે શાણા મન મેરા, આ સંસાર ન કબહુ તેરા;
તેરા તેરી પાસે ભાઈ, શોધ્યા વિણ અંતર અંધેરા. સ૦ ૧

કોટિ યતન કરો કબહુ ન ભવ તરો, આતમજ્ઞાન વિના હે પ્યારા;
અનેકાન્ત આતમકી સત્તા, ધ્યાતાં પાવત સુખ અપારા. સ૦ ૨

બાહિર ભટકે અંતર ભૂલ્યો, ચંચળતા મનકી ભજનારા;
દેવ નિરંજન ભવભયભંજન, ન્યારા નહિ તુજથી સુખકારા. સ૦ ૩

ચિંતામણિ તુજ હસ્તે ચઢીયો, પડીયો અંધારામાં પ્યારા;
બુદ્ધિસાગર અજપાજાપે, અનુભવ જ્ઞાને હોય ઉજીયારા. સ૦ ૪

/ ૧૦૭

અબહમ અજરામર અવિનાશી, જ્ઞાનાનદ વિલાસી અબહમ
તીન ભુવનમે દૃષ્ટિ દીધી, વસ્તુ પરખી લીધી,
વસ્તુ સ્વરૂપે આનદ પાયો, ઘટમે નિરખી ઋદ્ધિ અબહમ૦ ૧
જેનુ હશે તે ભોગવી લેશે, અરવતણી શી ઉદાસી,
ભેદ જ્ઞાનથી ભ્રમણા ભાગી, આપોઆપ પ્રકાશી અબહમ૦ ૨
પર તે પોતાનુ નહીં થાશે, જોતા જાગી જણાશે,
ખોજો ઘટમા ગુરૂગમ જ્ઞાને, શુદ્ધ તત્ત્વ પરખાશે અબહમ૦ ૩
આદિ અત ન જેનો આવે, સકલ કલાથી સુહાવે,
બુદ્ધિસાગર આતમ ગાતા, પાર કબૂ નહિ આવે અબહમ૦ ૪

૧૦૮

વિમલાચલવાસી મારા વ્હાલા સેવકને વિસારો નહીં–એ રાગ

ઝટ જાય જુવાની જીવ જોતો જગ, કોઇ તારૂ નહિ કોઇ તારૂ નહિ,
તુ તો અવિચલ આતમ અમલ વિભુ, સુખકારી સહિ-કારી સહિ ઝટ૦ ૧
કાલ અનાદિ ભવમા ભટકયો, ધર્યા વિવિધ અવતાર,
છેદન ભેદન તાડન તર્જન, પામી દુ ખ અપાર જગ૦ ઝટ૦ ૨
લાખ ચોરાશીમાહિ ભમતા, પામ્યો માનવ દેહ,
પાણી પરપોટા સમ કાયા, અતે દેવત છેહ જગ૦ ઝટ૦ ૩
સગા સબધી લાડી ગાડી, વાડીને વસ્તાર,
સગ્તા કોઈ સાથે ન આવે, મિથ્યા સબ સસાર જરા૦ઝટ૦ ૪
મારૂ મારૂ કરતો મ્હાલે, થશે ન ત્હારૂ કોય,
તારૂ તારી પાસે જાણે, તો સુખ સહેજે હોય જગ૦ઝટ૦ ૫
સુખ દુ ખ વાદળ છાયાપેરે, ક્ષણમા આવે જાય,
પરને પોતાનુ માને પણ, પોતાનુ નહીં થાય જગ૦ઝટ૦ ૬
ચેતીલેને પામર પ્રાણી, પામી અવસર બેશ,
બુદ્ધિસાગર સુખમા મ્હાલે, દેખી નિર્ભય દેશ જગ૦ઝટ૦ ૭

૧૦૯

વિમલાચલ વાસી મ્હારા વ્હાલા—એ રાગ.

મહાવીર પ્રભુ સુખકારી સદા, તુજ પાય નમું પાય નમું;
પ્રભુ આણ ધરૂ શીર ધ્યાન ધરૂં, નિજભાવે રમું–ભાવે રમું. મ૦ ૧

ઘાતિકર્મનો નાશ કરીને, પામ્યા કેવલજ્ઞાન;
આતમ સો પરમાતમ જાણી, ધ્યાયું શુકલધ્યાન. સદા૦ મ૦ ૨

રત્નત્રયીની સ્થિરતા પામ્યા, વામ્યા ભવ જંજાલ;
પરમાતમ પરમેશ્વર પરગટ, કરતા મંગલમાલ. સદા૦ મ૦ ૩

સમવાયી પાંચે તુજ મળીયાં, ગળીયાં કર્મો આઠ;
કારણ પંચ વિના નહિ કારજ, શ્રી સિદ્ધાંતે પાઠ. સદા૦ મ૦ ૪

સંપ્રતિ શાસન તારૂં પામી, ઉદ્યમનો સમવાય,
કરતાં કારણ પંચે પામી, પરમાતમ પદ પાય. સદા૦ મ૦ ૫

આતમ તે પરમાતમ સાચો, નિર્મલ સિદ્ધ સમાન;
બુદ્ધિસાગર ઘટમાં શોધો, ત્રણ ભુવનનો ભાણ. સદા. મ૦ ૬

૧૧૦

વ્હાલા વીરજિનેશ્વર—એ રાગ.

અરે આ જીંદગાની મનુભવની એળે જાય છેરે;
ઘડી ક્ષણ વીત્યો તે તો પાછો કદિય ન આયછેરે;
મન ચિંતાતું કદીય ન થાતું, પાપે ભરીયું જીવતર ખાતું;
માયામાં મસ્તાનો થઇ મલકાય છેરે. અરે૦ ૧

પ્રભુ ભજન પલવાર ન કીધું, સાધુ સંતને દાન ન દીધું,
વિષયારસ વિષ પીને મન હરખાયછેરે. અરે૦ ૨

જન્મ મરણની નદીઓ વહેતી, ખરખર ચાલંતાં એમ કહેતી;
અસ્થિર ચંચલ સત્તા ધન વરતાયછેરે. અરે૦ ૩

સફલ કરીને મનુ જન્મારો, આતમરામ ભજીલે પ્યારો;
બુદ્ધિસાગર ચેતે તો સુખ પાયછેરે. અરે૦ ૪

૧૧૧

માન માયાના કરનારરે, જના જોને તપાસી તારી કાયા—એ રાગ.

અરે ફૂલી ફોગટ ફરનારરે, અણધારે દિવસ મરનાર,
જોને ઠાઠડીમા કેઇ ઠરાણારે, ઘણા મરેલ ઘોરમા ઘલાણા,
વૈદને સૈદને રોગીને શોગી, રંક ભલે હોય મહારાણા,
પોક પડી તેના નામની મોટી, તેના મડદા બળે છે મશાણરે
અણધારે૦ ૧

માટીની કાયા માટીમા મળશે, કરો ઉપાયો હજારા,
સુર દાનવ જન કોડી મલે પણ, નહિ કોઇ ઉગરનારારે અ ૨
લાખોની રાખો થઈ છે મશાણે, જે હતા નહીં ડરનારા,
માનમાયામા મ્હાલે શુ માનવ, જલ પરપોટા થનારારે અ ૩
અન્તર જોને તારૂ તપાસી, ત્યાગીને વિષય વિકાર,
સાણંદ પદ્મપ્રભુ જિનમંડલ, બુદ્ધિસાગર સુખકારારે અ ૪

૧૧૨

વિમલા નવ કરશો ઉચ્ચાટ—એ રાગ

પ્યારા નેમ પ્રભુ મુજ મન મંદિરીએ પધારજોરે,
રાગને રોષ શત્રુને ધ્યાનથી દૂર નિવારજોરે પ્યારા૦ ૧
જન્મ મરણના ફેરા ટાળી, પામ્યા મુક્તિ સ્ત્રી લટકાળી,
વ્હાલા દિન દયાળુ, સેવકને સંભારજોરે પ્યારા૦ ૨
કર્મ ન લાગે પ્રભુજી તમને, સમય સમય લાગે પ્રભુ અમને,
પ્રભુજી દુખના વાદળ સુજવી દૂરે ટાળજોરે પ્યારા૦ ૩
શી ગતિ થાશે ઓ પ્રભુ મારી, ચારગતિ ભટક્યો દુખભારી,
તુજ પદ શરણ ગ્રહ્યાને કરૂણા કરીને ઉગારજોરે પ્યારા૦ ૪
શરણાગત વત્સલ ભયભંજન, અકલ ગતિ તુ દેવ નિરંજન,
બુદ્ધિસાગર ભવજલ સાગર પાર ઉતારજોરે પ્યારા૦ ૫

૧૧૩

મલ્લિજિન વંદિએ ભવિભાવેરે, સુરાસુર મુનિવર ગુણગાવે. મલ્લિ૦
પ્રભુ માત કૂખે જબ આયારે, ઇન્દ્રાદિક સુરગિરિપર લાયારે;
આઠ જાતિ કળશે નવરાવ્યા. મલ્લિ૦ ૧

ત્રણ જ્ઞાને પ્રભુ ગુણવંતરે, પ્રતિબોધ્યા મિત્ર મહંતરે;
ભાવે દીક્ષા ગ્રહી સુખવંત. મલ્લિ૦ ૨

વિચર્યા પ્રભુ દેશ વિદેશરે, પરભાવતણો નહીં લેશરે;
ટાળ્યો મોહભાવ સંક્લેશ. મલ્લિ૦ ૩

પ્રમાદ દશા દૂર ટાળીરે, વર્યા ક્ષપકશ્રેણિ લટકાળીરે;
મોહરાયતણો મદ ગાળી. મલ્લિ૦ ૪

ચારે ઘાતી કર્મ ખપાવીરે, ધ્યાનાંતરીએ પ્રભુ આવીરે;
કેવલ કમલા ઘટ પાવી. મલ્લિ૦ ૫

પ્રભુ સમવસરણમાં સુહાયારે, મળ્યા ઈન્દ્રાદિક નર રાયારે;
નવ તત્ત્વ જિનેશ્વર ગાયા. મલ્લિ૦ ૬

પ્રભુ વાણી ગુણ પાંત્રીસરે, અતિશય સોહે ચોત્રીશરે;
સિદ્ધ બુદ્ધ પ્રભુ જગદીશ. મલ્લિ૦ ૭

શાશ્વત શિવપદ ઝટ પાયારે, પરમાતમરૂપ સોહાયારે;
બુદ્ધિસાગર ગુણ ગાયા. મલ્લિ૦ ૮

## आत्मभावना

૧૧૪

ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ.

એવોરે દિવસ તે ક્યારે આવશે, ભ્રાન્તિ સમ હું
જાણીશ આ સંસારજો.
ક્રોધ કપટ ઈર્ષ્યા રાગાદિક વૈરિયો, ત્યાગીશ ખોટા વિષયતણા;
વિકારજો. એવો૦ ૧

માત પ્રમાણે દેખીશ સઘળી નારીયો, ભાઈ પ્રમાણે
લેખીશ શત્રુવર્ગજો,
સુખ દુખ આવે હર્ષ વિષાદ ન ઉપજે, વિદ્યા ધન વધતા
નહી હોવે ગર્વજો એવો૦ ૨
વૈરાગ્યે રંગાશે મન મારૂ સદા, ધોવાશે મનમેલ બધો નિધારજો,
વિષયવિકારો વિષની પેઠે લાગશે, અંધ બને છે
જેમા નરને નારજો એવો૦ ૩
મોજમઝામા સુખ કદીય ન ભાસશે, મમતાનુ
હુ તોડી નાખીશ મૂળજો,
સગા સબંધી પોતાના નહિ લાગશે, માટી સોનુ ભાસે
મન જેમ ધૂળજો એવો૦ ૪
ધર્મધ્યાન ધ્યાતા થઈ આત્મસ્વરૂપમા, રમતો રહી હુ
પડુ નહિ ભવકૂપજો,
સમતારંગે કર્મ કલંક વિદારતો, થાવુ હુ શિવશાશ્વત
સુખ ચિદ્રૂપજો એવો૦ ૫
કુમિત્રોની સોબત ત્યાગી જ્ઞાનથી, સદ્ગુરૂ સંગતિ કરતો
રહુ નિશદિનજો ૬
બુદ્ધિસાગર જન્મ જરા પરિહારીને, આત્મસ્વભાવે
પરમાતમપદ લીનજો એવો૦ ૭

૧૧૫

## ત્રિધાત્મ સઝાય.

નમો નમો અરિહંતને, સિદ્ધ ભજો ચિત્ત ધ્યાયી,
આચારજ ઉવજ્ઝાયને, સાધુ સકલ સુખદાયી ૧
આતમ તીન પ્રકાર છે, બાહિર અન્તર તેમ,
પરમભેદ ત્રીજો કહ્યો, અક્ષય સુખ લહો જેમ ૨

નિંદ્રડી વેરણ હુઇ રહી, એ રાગ.

બહિરાતમ પહેલો કહ્યો, તેનું લક્ષણ હો કહ્યું શાસ્ત્ર મઝારકે,
પુદ્ગલ મમતા ચિત્તગ્રહી, માને તેને હો આતમરૂપ સાર કે,
જિનવાણી ચિત્ત ધારીએ. ૧

સ્ત્રી ધન ભાઈ ભગિનીને, પુત્ર પુત્રી હો કુટુંબ પરિવારકે;
તેહના સંગે રાચીયો, મોહે ઘેર્યોહો લહે દુઃખ અપારકે. જિન૦ ૨

દેહને આતમ માનતો, ભિન્ન સમજેહો નહિ તેહ અજાણકે;
બહિરાતમ પહેલો કહ્યા, ભેદ આતમનો છંડો સુજાણકે. જિન૦ ૩

અષ્ટકર્મની સંગતિ, પામી આતમહો નાના અવતારકે;
ચાર ગતિમાં સંચરે, મહારૈરવ હો દુઃખનો નહિ પારકે. જિન૦ ૪

આતમ કર્મ સંબંધ છે, અનાદિથી હો રજકનક દૃષ્ટાંતકે;
અનાદિ સાંત ભવિ આશ્રયી, અભવ્યનો હો કહું સુણો
થઇ શાંતકે. જિન૦ ૫

અનાદિ અનંત અભવ્યનો, નિત્યાનિત્ય હો વળી કર્મ સંબંધકે;
ભવી અભવી ક્રમથી સુણી, કિમ બાંધેહો બંધ થઇ ભવી
અંધકે. જિન૦ ૬

રૂપી શરીરને આશ્રયી, રહ્યો આતમહો અરૂપી મહંતકે;
અંતર આતમ જાણજો, ભેદ બીજો હો કરો કર્મનો અંતકે. જિ૦ ૭

કર્મ સંગ દૂરે કરી, પામ્યા કેવલ હો જ્ઞાન ગુણ મહંતકે;
તીન ભુવનના ભાવને, જાણે સમયે હો ચિદાનંદ ભદંતકે. જિ૦ ૮

દ્રવ્ય ગુણ પર્યાયના, જ્ઞાતા જ્ઞાને હો પરમાતમ જેહકે;
ભેદ ત્રીજો એહ આત્મનો, ધ્યાવો હૃદયે હો ધરો તેહશું નેહકે. જિ૦ ૯

ઇયિળ ભમરી સંગથી, ભ્રમરીરૂપ હો પામે જેમ એહકે;
પરમાતમપદ ધ્યાવતાં, બુદ્ધિસાગર હો લહે શિવસુખ ગેહકે. જિ૦ ૧૦

૧૧૬

ભુજંગી છંદ

નમો વીર વિશ્વે સદા સૌખ્યકારી,
પિતા માત ભ્રાતા ચ દુઃખાપહારી,
કથી દેશના ભવ્ય કલ્યાણ જાણી,
નમું વીર પ્રેમે બહુ પ્યાર આણી ૧

કહ્યો મુક્તિમાર્ગ ક્રિયા જ્ઞાન ભેદે,
ગ્રહી ભવ્ય જીવો દુઃખ વૃન્દ છેદે,
કહ્યા દ્રવ્ય ષડ્ધા સદા જે અનાદિ,
નમું ભાવથી સત્ય સ્યાદ્વાદવાદી ૨

૧૧૭

વિમલા નવ કરજો ઉચ્ચાટ એ રાગ

ચેતન ચતુરાઈથી શિવપુર મારગ ચાલજેરે,
છોડી વિષય વિકારો, મનડું નિજવર વાળજેરે

દુનિયાદારી દૂર વિસારી, ઉપયોગે આતમગુણધારી,
ક્ષયોપશમધ્યાને તું કર્મ વિદારજેરે ચેતન૦ ૧

ઘનઘાતી ચઉકર્મ ખપાવે, આત્મિક શુદ્ધસ્વભાવે ભાવે,
પોતાને તું પર પરિણતિથી વારજેરે ચેતન૦ ૨

સ્થિરતા આપસ્વરૂપે આવે, પરમાનંદ પ્રેમે ત્યાં પાવે,
બુદ્ધિસાગર ધ્યાન ધરીને આતમ તારજેરે ચેતન૦ ૩

૧૧૮

જય જય શાંતિ જિણંદ, જગતમાં જય જય જય શાંતિ જિણંદ,
આપ તર્યાને પરને તારો, સેવે ચોસઠ ઇંદ જગતમાં૦ ૧
પૂરણ શાંતિ પ્રેમે લીધી, દોષ કરી સહુ દૂર, જગતમાં૦
જન્મ જરા મરણાદિક વારી, સુખ પામ્યા ભરપૂર જગતમાં૦ ૨

સમવસરણમાં દેશના દેઈ, તાર્યા પ્રાણી અનેક; જગત્માં૦
સેવક તારો કૃપા કરીને, આપો સત્ય વિવેક. જગત્માં૦ ૩

પાપ કર્યાં મેં ભવમાં ભારે, ગણતાં નાવે પાર; જગત્માં૦
શરણ કર્યું મેં તારૂં સ્વામી, હાથ ગ્રહીને તાર. જગત્માં૦ ૪

નામ સ્થાપના દ્રવ્યભાવથી, ધ્યાતાં શીવસુખ થાય; જગત્માં૦
બુદ્ધિસાગર બે કર જોડી, વંદે ત્રિભુવનરાય. જગત્માં૦ ૫

૧૧૯

પરમપદ પ્રેમી કોઇક ધ્યાવે, ધ્યાવે સો ઘટ પાવે; પરમ૦એ ટેક

સમજી આત્મસ્વરૂપ સ્વભાવે, પરપરિણતિકું નિવારે,
નિજગુણ બાજી ખેલે હંસા, સોવતહે સંસારે. પરમ૦ ૧

અધિકારિ વિણ નહિ કો સમજે, કરત ઉપાયો કોટી;
સર્વ સમાયું છે ઘટમાંહિ, બાત નહિહે ખોટી. પરમ૦ ૨

શક્તિભાવે સો વ્યક્તિરૂપે, થાવે તો સુખ સાચો;
અનુભવ તાકો પામી પરગટ, માયામાં શીદ રાચો. પરમ૦ ૩

અન્તર્ દૃષ્ટિ વિના જગમૂઢા, સત્ય સ્વરૂપ ન બોધે;
બુદ્ધિસાગર અવસર પાકર, કોઇક પદ નિજ શોધે. પરમ૦ ૪

૧૨૦

સોરઠ.

સબ જન ધર્મ ધર્મ મુખ બોલે, અન્તર્ પડદો ન ખોલે; સબ૦ એ ટેક.

કોઇ ગંગા જમના ઝૂલ્યા, કોઇ ભભુતે ભૂલ્યા;
કોઇ જનોઇમાં ઝંખાણા, ફકીરી લેઇ ફૂલ્યા. સબ૦ ૧

ચાલત ચાલત દોડયો દોટે, પણ પાસેનો પાસે;
ટીલાં ટપકાં છાપ લગાવી, શિવપુર કેમ પમાશે. સબ૦ ૨

મુંડ મુંડાવે ગાડરિયાં જગ, કેશને તોડે રંડી;
માલા મણકા બૈરી પહેરે, નિત્ય ચાલે પગદંડી. સબ૦ ૩

ધર્મ ન વગણે ધર્મ ન મગણે, ધર્મ ન કગવત કાશી,
ધર્મ ન જાતિ ધર્મ ન ભાતિ, ધર્મ ન જગલ વાસી સબ૦ ૪

ગદ્ધા ખાખમાહિ આળોટે, તે પણ માથા ખાખી,
નિર્વસ્ત્રા પશુ પખી ફરે છે, મમતા દિલમા ગખી સબ૦ ૫

જબતક અન્તર્ તત્ત્વ ન ખૂલે, તબતક ભવમા રૂલે,
બુદ્ધિસાગર આતમધર્મે, ભ્રાન્તિ ભ્રમણા ભૂલે મબ૦ ૬

૧૨૧

સોડહ સોડહ સોડહ સોડહ,
સોડહ સોડહ દિલમા વસ્યોરી,
હુ તુ ભેદભાવ દૂર નાઠો,
ક્ષાયિકભાવે કદિ ન ખસ્યોરી સોડહ૦ ૧

દિલસાગરમા અમર દીવો તુ,
મન મદિરમા દીપ જિસ્યોરી,
જ્યા જ્યા દેખુ ત્યાહિ તુહિ તુહિ,
પ્રાણપતિ બીન પ્રેમ કિસ્યોરી સોડહ૦ ૨

તુ તારામા સમાયો સહેજે,
પરને કહો કેમ જાય કહ્યોરી,
સબ ઋદ્ધિ તુજ અતર પ્રગટી,
જ્યોતિમે જ્યોતિ જગાય રહ્યોરી સોડહ૦ ૩

જાવુ ન આવુ લેવુ ન દેવુ,
અન્તર્ પડદો ખૂલ ગયોરી,
સુખસાગરની લહેરો ઉછળે,
આતમ હસ ત્યા ઝીલ રહ્યોરી સોડહ૦ ૪

હરવુ ફરવુ ખરવુ ન મરવુ,
દુખ દાવાનલ શાત થયોરી,
બુદ્ધિસાગર સોડહ ધ્યાને,
પરમાતમપદ આપ ભયોરી સોડહ૦ ૫

૧૨૨

શૂરાની ગતિ શૂરા જાણેરે, ત્યાંતો કાયર થરથર કંપે,
કથા પુરાણી બહુ કરેરે, રામ રામ કીર જંપે,
પરમારથ પામે સો પૂરા, નહીં વળે કંઇ ગપ્પે. શૂરાની૦ ૧

કાન આંખ બિન મારો વાલ્હમ, સુણતો ને વળી નિરખે;
રૂપાતીત પણ મારો સ્વામી, રૂપારૂપીકું પરખે. શૂરાની૦ ૨

આતમરૂચિ ગુરૂગમ કુંચી, લહી ઉઘેડો તાળું;
બુદ્ધિસાગર અવસર પાકર, નિજઘરમાં ધન ભાળુ. શૂરાની૦ ૩

૧૨૩

બહુ લાગે ગુણિજન પ્યારૂં, ચતુરનર સમજેતો બહુ સારૂંરે હેજી.
ચેતન વચન માની લે મારૂં. ચતુર૦ એ ટેક.

કરવું તેતો કાંઇ ન કીધું, મોહ માયામાં મનડું દીધું,
નિજ કારજ કંઇ ન સિદ્ધયું. ચતુર૦ ૧

જાણ્યું પ્યારૂં પણ તે ભૂલ્યો, ફોગટ ફાંફાં મારી ફૂલ્યો;
તુંતો જગ જંજાળે ઝૂલ્યો. ચતુર૦ ૨

ક્ષણક્ષણ આયુષ્ય વીતી જાવે, અન્તરૂ સમજ્યામાં નહિ આવે;
પણ પાછળથી પસ્તાવે. ચતુર૦ ૩

મોહ માયાને ઝટપટ ત્યાગી, આતમસ્વરૂપે થા વૈરાગી;
થા તું અંતર અનુભવ રાગી. ચતુર૦ ૪

સ્વપ્નાસમી સાંસારિક માયા, તેમાં શું ફોગટ હરખાયા;
જાણો જૂઠાં સ્ત્રી ધન જાયા. ચતુર૦ ૫

જેમાં રાચે તે નહિં તારૂં, પર પુદ્દગલ છે તુજથી ન્યારૂં;
નહિ સમજે તો અંધારૂં. ચતુર૦ ૬

ક્ષણિક સંયોગો નિરધારી, કર તું શુદ્ધાતમની યારી;
ઝટ ભૂલી દુનિયાદારી. ચતુર૦ ૭

એક દિન અણધાર્યુ છે જાવુ, નાહક માયામા હરખાવુ,
શુ પડિતને પરખાવુ ચતુર૦ ૮
અમૂલ્ય અવસર રૂડો પામી, થા તુ અતર ગુણ વિશ્રામી,
તુ છે ચિદ્ઘન ચેતન ગામી ચતુર૦ ૯
જાગીલે તુ અતર ભાવે, રમજે આતમ શુદ્ધસ્વભાવે,
જેથી જન્મ મરણદુ ખ જાવે ચતુર૦ ૧૦
નામ રૂપથી ન્યારો ધારી, પરમાતમ પદ થા અધિકારી,
બુદ્ધિસાગર ગુરૂ સુખકારી ચતુર૦ ૧૧

૧૨૪

ધ્યાન સદા સુખકાર જગતમા ધ્યાન૦
સદ્ગુરૂ પાસે શીખીએરે, જીવાજીવ સ્વરૂપ,
ષદ્રવ્યાદિક ધારીનેરે, ટાળો ભવભય કૂપ જગતમા૦ ૧
ચિત્ત ચચળતા વારીનેરે, નિર્જન દેશે વાસ,
કીજે શમસુખ પામવારે, ત્યાગી પુદ્ગલ આશ જગતમા૦ ૨
જિનાગમા શુદ્ધ ધર્મનીરે, આતમધર્મે પ્રેમ,
અતર સ્થિરતા જ્ઞાનથીરે, શિવસુખ મગલ ક્ષેમ જગતમા૦ ૩
નય નિક્ષેપ પ્રમાણથીરે, ધ્યાવો આતમરાય,
સદસદ્ ભેદાભેદથીરે, નિજગુણ વ્યક્તિ થાય જગતમા૦ ૪
અડગવૃત્તિથી ધ્યાવતારે, હોવે મન વિશ્રામ,
અનુભવ લાગે જાગ્યેરે, આનદ ઉદધિ ઠામ જગતમા૦ ૫
વીર પ્રભુએ ધ્યાનથીરે, પામ્યુ કેવલજ્ઞાન,
ધ્યાને કર્મનો ક્ષય થતોરે, ઇમ ભાખે ભગવાન જગતમા૦ ૬
ધ્યાને સ્થિરતા મન ભજેરે, ધ્યાને સ્થિર ઉપયોગ,
સાક્ષી તેનો આતમારે લહીએ શિવસુખ ભોગ જગતમા૦ ૭
સારમા સાર તે ધ્યાન છેરે, સમજે વિરલા કોય,
બુદ્ધિસાગર ધ્યાનથીરે, સહેજે શિવપદ હોય જગતમા૦ ૮

૧૨૫

## કક્કાવલિ પદ.

કક્કા કારણ જોગે કાજ, સામગ્રી પામી સહુ આજ;
કર્માષ્ટકનો કીજે નાશ, ધારી આતમનો વિશ્વાસ;
માનવભવનું મળીયું ઝાઝ, કક્કા કારણ જોગે કાજ. ॥ ૧ ॥

ખખ્ખા ખાંતે પ્રભુને ભજો, સમતા સ્થિરતા દિલમાં સજો;
ખરી વાતને હૃદયે ધાર, ક્રોધ કપટ મિથ્યા સહુ વાર;
પરનારી પરધનને તજો, ખખ્ખા ખાંતે પ્રભુને ભજો. ॥ ૨ ॥

ગગ્ગા ગાણું ગા જિનરાય, સાચો મોક્ષ તણો ઉપાય;
ગર્ભાવાસે લહો ન વાસ, અંતરમાં જો જિન વિશ્વાસ;
જન્મ જરાનાં દુઃખડાં જાય, ગગ્ગા ગાણું ગા જિનરાય. ॥ ૩ ॥

ઘઘ્ઘા ઘોર કર્મ શું કરે, વાર ઘણી તું ભવમાં ફરે;
ઘાંચીની ઘાણીના ફેર, બળદ પરે વરતે અંધેર;
જરૂર જન્મ્યા તેતો ખરે, ઘઘ્ઘા ઘોર કર્મ શું કરે. ॥ ૪ ॥

ઙહાવશ કીજે સહુ અંગ, સંત જનોની કીજે સંગ;
મુખથી કદી ન દીજે ગાળ, ફોગટ શું થાવું વાચાળ;
જ્ઞાની સંગે વાધે રંગ. ઙહાવશ કીજે સહુ અંગ. ॥ ૫ ॥

ચચ્ચા ચેતન ધર્મે ચાલ, કરજે અંતરનો તું ખ્યાલ;
ચાર ગતિનો કરવો છેદ, જાણી જીવ પુદ્દગલનો ભેદ;
ધર્મહીન વર્તે સહુ બાલ, ચચ્ચા ચેતન ધર્મે ચાલ. ॥ ૬ ॥

છછ્છા છોકરવાદી તજી, રત્નત્રયી સ્વામીને ભજી;
છોડો વિરૂવા વિષય વિકાર, મુક્તિનાં સુખ સમજીસાર;
અન્તર્યામી પ્રેમે યજી. છછ્છા૦ ॥ ૭ ॥

જજ્જા જીવતર ચાલ્યું જાય, ગયો વખત પાછો નહિઆય;
જોજે અંતરમાં તું ધર્મ, જેથી નાસે સઘળાં કર્મ;
જોતાં દિલમાં સહુ જણાય. જજ્જા૦ ॥ ૮ ॥

ઝઝ્ઝા ઝડપે કાલ કરાલ, વાટ જ મોક્ષ નગરની ઝાલ,
ધર્મ ઝાઝ ઝાલો નરનાર, ક્ષેમે પામો ભવનો પાર,
શુ મુઝે તુ માયા જાલ ઝઝ્ઝા૦ ॥૯॥

અઆ નિરજનને સેવ, ત્યાગી નિંદાદિક સહુ ટેવ,
નગુરાનો કીજે નહિ સગ, પ્રભુ ભજનમા પાડે ભગ,
આતમ પરમાતમ છે દેવ અઆ ॥૧૦॥

ટટ્ટા ટે ટે કરી શુ હસે, જોયુ સઘળુ ચાલ્યુ જશે,
જેના દિલમા આતમ નાદ, ટળિયા તેના વાદવિવાદ,
શાને મોહ માયામા વસે ટટ્ટા૦ ॥૧૧॥

ઠઠ્ઠા ઠાલી શુ ફૂલાય, ભલા ભલા પણ ચાલ્યા જાય,
ઠાઠમાઠમા ખોયુ મર્મ, ગાફલ થઇને કીધો ગર્વ,
ઠરવુ નિર્ભયતા ઘટપાય ઠઠ્ઠા૦ ॥૧૨॥

ડડ્ડા ડ કો દે નિજદેશ, રાગાદિક સેવો નહિ લેશ,
કર્મ વૈરીને દેઈ દડ, વર્તાવો નિજ આણ અખડ,
અનુભવ રગે રમિયે બેશ ડડ્ડા૦ ॥૧૩॥

ઢઢ્ઢા ઢમઢમ વાગે ઢોલ, શુ તારૂ છે જગમા બોલ,
ધરજે ધર્મતણી કર ઢાલ, કરજે આતમની સભાલ,
સત્યાસત્યનો કરજે તોલ ઢઢ્ઢા૦ ॥૧૪॥

ણણ્ણા ન્યાથી થા દિનરાત, કરજે સત્ય ધર્મની વાત,
ન્યાય નીતિવી સુખડા વરે, ભવસાગરને સહેજે તરે;
ક્રોધે કદી ન કરજે ઘાત ણણ્ણા૦ ॥૧૫॥

તત્તા તીર્થંકરને સેવ, ગર્વે દેવમા મોટા દેવ,
ત્રિવિધ તાપો હરતા આપ, મનમા કર જિનવરનો જાપ;
કર્મ મર્મ નાખે તનખેવ તત્તા૦ ॥૧૬॥

થથ્થા સ્થિરતા મનમાં રાખ, આતમ અમૃત રસને ચાખ;
હાલે મેરૂ પણ નહિ ચિત્ત, આત્મધ્યાનની એવી રીત;
વિવાદી વચનો નહિ ભાખ. થથ્થા૦ ॥૧૭॥

દદ્દા દાન દયા આદરો, દીનતા વાણી નહિ ઉચ્ચરો;
દીનતો દાલિદર દુઃખદાસ, એ સહુ દાને હોવે નાશ;
શાને દોડી જ્યાં ત્યાં ફરો. દદ્દા૦ ॥૧૮॥

ધદ્ધા ધર્મે પ્રીતિ ધરો, ધ્યાતા ધ્યેયદશાને વરો;
ધોળું તેટલું દુધ ન હોય, સર્વ મતોમાં ધર્મ ન જોય;
સંગત ધૂર્તોની નહીં કરો. ધદ્ધા૦ ॥૧૯॥

નન્ના પોતાનો કર ન્યાય, શાથી તું ભવમાં ભટકાય;
નડિયે નહિ પરને તલભાર, નિર્દયતાને દૂર નિવાર;
કીજે સંગત સંત સદાય. નન્ના૦ ॥૨૦॥

પપ્પા પરિહરિએ સહુ પાપ, નાસે જેથી સહુ સંતાપ;
પ્રેમે પ્રભુનું પૂજન કરો, દ્વેષ કલેશ ઇર્ષ્યા પરિહરો;
રાખો દીલમાં પ્રભુની છાપ. પપ્પા૦ ॥૨૧॥

ફફ્ફા ફોગટ માયા ફંદ, રાચી રહે તેમાં મતિમન્દ;
ધન સત્તાથી ફૂલો ફોક, લક્ષ્મી ગયાથી ફોગટ શોક;
ત્યજી દે મિથ્યા મતિનો છંદ. ફફ્ફા૦ ॥૨૨॥

બબ્બા બળીયો થા તું દીલ, મોહરાયને ક્ષણમાં પીલ;
સર્વ સંગનો કર પરિત્યાગ, અન્તરૂના ઉપયોગે જાગ;
નવવિધ ગુપ્તિ પાળો શીલ. બબ્બા૦ ॥૨૩॥

ભભ્ભા ભણતર ભાવે ભણો, પંચ ભાવને જ્ઞાને ગણો;
ભક્તિથી થાશો ભગવાન, અન્તરૂમાં જો પ્રગટે ભાન;
અન્તરૂના શત્રુને હણો. ભભ્ભા૦ ॥૨૪॥

મમ્મા માનવ ભવ સુખકાર, દશ દૃષ્ટાન્તે દુર્લભ ધાર;
મૂકી મોહ માયાને માન, કરજે આતમનું તું ધ્યાન;
મળીયું ટાણું કબૂ ન હાર. મમ્મા૦ ॥૨૫॥

યય્યા હિંસાયજ્ઞ નિવાર, હિંસામાં નહિ ધર્મ લગાર,
યાચી લે તું શાશ્વત સુખ, દુનિયા સુખને માની દુખ,
પચ મહાવ્રત પ્રેમે ધાર યય્યા૦ ॥૨૬॥

રર્રા કરતુ આતમ રાગ, સારો ફરીને મળે ન લાગ,
રમત ગમતથી રહેજો દૂર, સેવો ચેતન સુખ ભરપૂર,
કુમતિથી દૂરે ઝટ ભાગ રર્રા૦ ॥૨૭॥

લલ્લા લોભે લક્ષણ જાય, લાલચથી કયુ પાપ ન થાય,
જાણો લોભતણો નહીં થોભ, નિર્મલ મનમા પ્રગટે ક્ષોભ,
ઉંચ નીચને લાગે પાય લલ્લા૦ ॥૨૮॥

વવ્વા જૂઠ વિસારો સહુ, જાણતાને શુ બહુ કહુ,
વિદ્યા વિનય વિવેક વિચાર, કરતા ઉતરીયે ભવપાર,
વૈરે દુખડા વાધે બહુ વવ્વા૦ ॥૨૯॥

શશ્શા શાન્તિ રાખો રહેમ, શૂરા થઇને ગ્રહીએ નેમ,
શાન્ત સુધારસ પાનજ કરો, સ્વર્ગાદિકમાં જઇ અવતરો,
શાણપણાથી પામો ક્ષેમ શશ્શા૦ ॥૩૦॥

ષષ્ષા ષડ્દ્રવ્યે લય લાય, સદ્ગુરૂ ગમથી તે સમજાય,
આત્મદ્રવ્ય આદરવો એક, જ્ઞાનવાન્ સોડહ એ ટેક,
રત્નત્રયી સાધન સદુપાય ષષ્ષા૦ ॥૩૧॥

સસ્સા સુમતિ સગે રહો, શાશ્વત સુખડા તેથી લહો,
ત્યજી દે કુલટા કુમતિ સગ, દેખાડે દુર્ગતિના રગ,
નિંદા હીલના સર્વે સહો સસ્સા૦ ॥૩૨॥

હહ્હા હર્ષે શિવપુર જાઓ, કરી કમાણી ખાતે ખાઓ,
આતમ તે પરમાતમ થાય, જન્મ મરણના દુખડા જાય,
સોડહ સોડહ ક્ષણ ક્ષણ ધ્યાઓ હહ્હા૦ ॥૩૩॥

અઆ અર્હં દિલમા ધરો, મહામત્ર ધ્યાવો સુખવરો,
ઋદ્ધિ સિદ્ધિ સુખ દાતાર, શ્રદ્ધાથી ગણજો નરનાર,
મૂલ મત્ર અર્હં છે ખરો અઆ૦ ॥૩૪॥

ગુર્જર સાણંદ ગ્રામે વાસ, કરીને રચના કીધી ખાસ;
ભણતાં ગણતાં મંગળ માલ, મટશે મિથ્યા માયા જાળ;
બુદ્ધિસાગર સુખનીઆશ. ગુર્જર૦ ॥૩૫॥

સંવત્ ઓગણીસ ત્રેસઠશાલ, શુકલપક્ષ વૈશાખ રસાલ;
અષ્ટમી શનિવારે શુભજોડ, કરતાં વાંછિત ફળ્યાં કરોડ;
પણ્ડિત મનમાં પ્રગટે વહાલ. સંવત્૦ ॥૩૬॥

૧૨૬

હંસા કોઇરે જણાવો જોગીડોજી, આ દેહ દેવળમાં રહેનાર રે;
હંસા માયાના મુલકનો મોજીલોજી, એની શુદ્ધિ કોઈ કરનાર રે.
હંસા૦ ૧

હંસા પરખે હીરો કોઈ પારખુંજી, લહે તત્ત્વ ન મૂઢ ગમાર રે;
હંસા પિંડનો ઘડનારો માંહે પેશીયોજી, કરોલીયો રચીને જેમ જાળ રે.
હંસા૦ ૨

હંસા અલખ પ્રદેશે મ્હાલવુંજી, હંસા ઘટમાં લગાવી ધ્યાન રે;
હંસા નિર્મલ જ્યોતિ ઝગમગેજી, હંસા કીજે અમૃતપાનરે. હંસા૦ ૩

હંસા જોગીડો જગાવે જોગ જ્ઞાનથીજી, હંસા જ્યાં નહિં ભેદ પ્રચાર રે;
હંસા અનહદ આનંદ જોગથીજી, હંસા વિસરે દુઃખ અપાર રે.
હંસા૦ ૪

હંસા ગુરૂ મળે જ્ઞાન બતાવશેજી, ભાવે ભેદુ જણાવે ભેદરે;
હંસા બુદ્ધિસાગર સાચા સંતનીજી, પ્રેમે કરજો સાચી સેવરે.
હંસા૦ ૫

૧૨૭

પ્રેમીડો બતલાવેરે, કોઈ મારો પ્રેમીડો બતલાવે;
પ્રેમી વિના હું નિશદિન ઝૂરૂં, પ્રેમી મળે સુખ થાવેરે. કોઇ૦ ૧
પ્રેમી ન મળતો વાટે ઘાટે, સઘળું શૂન્ય કહાવેરે. કોઇ૦ ૨
પ્રેમના પ્યાલા પીધા જેણે, તેને કશુંએ ન ભાવેરે. કોઇ૦ ૩

જલ બીચ મીન કમલ જલ જેવો, પ્રેમ પ્રભુ પરખાવેરે કોઇ૦ ૪
બુદ્ધિસાગર આતમ સ્વામી, ભક્તિથી એમ ગાવેરે કોઇ૦ ૫

૧૨૮

આ પ્રભુ ભજનનું ટાણું, ઘડી ગાને જિનગુણ ગાણું આ૦
મોહ મદિરા પીતા પામર, ધન તારૂ લુટાણું આ૦ ૧
ક્યાંથી આવ્યો ને કયા જાઇશ, ભૂલણ શું ભૂલાણું આ૦ ૨
ફન્દે ફસિયો ફોગટ ફૂલી, મનહુ શું મુંઝાણું. આ૦ ૩
ચિત્તમાં ચેતી લેને ચેતન, પરતું રહેશે ભાણું આ૦ ૪
બુદ્ધિસાગર અવસર પાકર, મુક્તિનું કર આણું આ૦ ૫

૧૨૯

અવધૂ એસો જ્ઞાન વિચારી—એ રાગ

હંસા હરદમ આપ વિચારો, આપહિ બાંધે આપહિ છોડે,
નિશ્ચયથી તું ન્યારો હંસા૦ ૧

નય વ્યવહારે અનેક કહાવે, યુ સદ્ગુરૂ સમજાવે,
નિશ્ચયનયથી એકરૂપ તુ, જિન વચનામૃત ગાવે હંસા૦ ૨

વ્યવહાર ને નિશ્ચય દો નયના, ભેદ કહ્યા છે ગ્રન્થે,
સાતનયો ઉપનય છે સાતસે, ભાખ્યા જિન નિર્ગ્રન્થે હંસા૦ ૩

સહુ સાપેક્ષ વર્તે સાચા, નિરપેક્ષ સહુ કાચા,
કથના વસ્તુ સ્વરૂપ તે સર્વે, ઉપદેશે જિન વાચા હંસા૦ ૪

દુર્ગમ ગંભીર નયનું સ્વરૂપ છે, જ્ઞાની ગીતારથ જાણે,
નયદૃષ્ટિવિના તારૂ વિનાસુદ, બુડતો દુઃખ માણે હંસા૦ ૫

અનેકાન્ત વસ્તુ સહુ સાચી, કથન કરે જિન વાણી,
બુદ્ધિસાગર તત્ત્વ વિચારી, તત્ત્વાન્ય દયો નાણી હંસા૦ ૬

---

૧૩૦

અબહમ અમર ભયે ન મરેંગે—એ રાગ

સબસે વીર પ્રભુ મુજ વ્હાલા, વીર૦—સબસે૦
વીર વીર નિત્ય રટન કરૂં હું, પીવા પ્રભુ ગુણ પ્યાલા. સબસે૦ ૧

વીરની સેવા મીઠામેવા, વીર રટન ઘટ સાચું;
વીર વચનામૃત પીધું જેણે, લાગે સહુ તસ કાચું. સબસે૦ ૨

વીરની ભક્તિમાં સહુ શક્તિ, ભક્તિ વિના સહુ મોળું;
વીરનામે ભય સઘળા નાસે, મનડું હોવે ધોળું. સબસે૦ ૩

પ્રેમે પ્રભુની ભક્તિ કરૂં નિત્ય, ભક્તિ સુખકર સાચી;
બુદ્ધિસાગર હું તો વીરના, નામે રહિયો રાચી. સબસે૦ ૪

૧૩૧

કાનુડો ન જાણે મોરી પ્રીત—એ રાગ.

જીવડા ભૂલી સત્ય સ્વરૂપ, ફોગટ જન્મ ગુમાવેરે. જીવડા૦
જાણી ન જિનની વાણી, ખટપટમાં ખુંચ્યો પ્રાણી;
લક્ષ્મી લાલચમાં લલચાઈ, દિલમાં કશુંઅ ન જોયુંરે. જીવડા૦ ૧

નિરખ્યો ન આતમ ન્યારો, પુદ્ગલથી જ્ઞાને પ્યારો;
જૂઠી જંજાળે જકડાય, ડાહ્યો ડમરો થઈનેરે. જીવડા૦ ૨

પરની પંચાતે ડાહ્યો, ગપ્પાં મારીને ગાયો;
સમજી સાચો આ સંસાર, મૃગ કસ્તુરી પેઠેરે. જીવડા૦ ૩

મનમાં મોટાઈ માની, પાયે પડિયો નહિ જ્ઞાની;
ફરતો ચાર ગતિના ફેર, સમજુ સમજી લેનેરે. જીવડા૦ ૪

શિક્ષા સમજીને સારી, બહિરાતમવૃત્તિ વારી;
બુદ્ધિસાગર સમજો સત્ય, ગુરૂથી જ્ઞાન ગ્રહીનેરે. જીવડા૦ ૫

૧૩૨

કાનુડો ન જાણે મોરી પ્રીત—એ રાગ.

ચેતન સ્વારથીયો સંસાર, સગપણ સર્વે ખોટારે ચેતન૦
જૂઠી છે કાયા વાડી, ન્યારી છે ગાડી લાડી,
ફોગટ શાને મન ફૂલાય, અંતે સર્વે જાશેરે ચેતન૦ ૧
હાકે ધરણી ધ્રુજાવે, ભય તો દિલમાં નહી લાવે,
ચાલ્યા રાવણ સરખા રાય, પાંડવ કૌરવ યોદ્ધારે ચેતન૦ ૨
સ્વારથથી જૂઠા બોલે, સ્વારથથી જૂઠા તોલે,
સ્વારથમાટે યુદ્ધો થાય, લડતા રંકને ગણારે ચેતન૦ ૩
સ્વારથથી નીતિ ત્યાગે, સ્વારથથી પાયે લાગે,
સ્વારથ કપટકળાનું મૂળ, પાપ અનેક કરાવેરે, ચેતન૦ ૪
સ્વારથમાં સર્વે ડૂલ્યા, ભણતર ભણીને ભૂલ્યા,
સ્વારથ આગળ સત્ય હણાય, અન્ધા નરને નારીરે ચેતન૦ ૫
સ્વારથથી મસ્તક કાપે, સ્વારથથી પદવી આપે,
સ્વારથ આગળ શાનો ન્યાય, બહેરા આગળ ગાણુંરે ચેતન૦ ૬
સ્વારથથી વિરલા છૂટ્યા, સ્વારથમાં સર્વે ખૂચ્યા,
જગમાં સ્વાર્થતણો પરપંચ, ન્યાય ચુકાદા ભેળોરે. ચેતન૦ ૭
ધર્મી સ્વારથને ત્યાગે, દિલમાં આતમના રાગે,
રવિકિરણે સ્વારથ તમ નાશ, હોવે આતમજ્ઞાનેરે ચેતન૦ ૮
પરમારથ પ્રીતિ ધારી, સેવો ગુરૂ ઉપકારી,
બુદ્ધિસાગર ધરજો ધર્મ, દુનિયા સર્વ વિસારીરે ચેતન૦ ૯

૧૩૩

કાનુડો ન જાણે મોરી પ્રીત એ રાગ.

કર ! તું શ્વાસોશ્વાસે જાપ, તત્ત્વ સ્વરૂપનો હંમારે. કર તું૦
લક્ષ્યે વૃત્તિયો ઠારી, સ્થિરતા ઉપયોગે ધારી,
રમજો રંગે સુખ ભરપૂર, સાચો આતમદેવારે કર તું૦ ૧

જેજે માગે તે આપે, દુઃખડાં ક્ષણમાંહિ કાપે;
શક્તિ અનંતિનો દાતાર, હરિહર બ્રહ્મા પોતેરે. કર તું૰ ૨

શુભે શાતાનો ભોગી, અશુભે અશાતા ભોગી;
શુદ્ધ સ્વભાવે નિજગુણ ભોગ, કયાં તું પરમાં ગોતેરે. કર તું૰ ૩

ભક્તિ પ્રીતિથી સેવે, પરમાતમ પદને દેવે;
ધ્યાતા ધ્યેયસ્વરૂપે આપ, ધ્યાને હૃદયે ધારોરે. કર તું૰ ૪

અન્તર્ આતમ આરાધો, કારણથી કારજ સાધો;
બુદ્ધિસાગર શિવસુખ લ્હેર, પ્રગટે દિલમાં ભારીરે. કર તું૰ ૫

## ૧૩૪

કાનુડો ન જાણે મોરી પ્રીત—એ રાગ.

આતમ નિજઘરમાં તું આવ !! સમજણ સત્ય વિચારીરે. આતમ૰

પરઘર રમતાં તું દુઃખી, કબહુ ન થઇયો સુખી;
વેઠ્યાં દુઃખડાં વારંવાર, કુમતિસંગે ભારીરે. આતમ૰ ૧

બહિરાતમયોગે ભારી, અંતર ઋદ્ધિને હારી;
કર્મપિંજરમાં પડિયો પેખ, સુરતા સર્વ વિસારીરે. આતમ૰ ૨

પરઘર ભમતાં ભીખારી, ઉત્તમ કુલવટ હારી;
થઇયો આશાનો તું દાસ, ગણીને તૃષ્ણા પ્યારીરે. આતમ૰ ૩

નિજ ઘરમાં શાશ્વત સુખરાશિ, ચેતન તેનો વિશ્વાસી;
આતમ અનુભવ અમૃતમેવ, સેવા કીજે સારીરે. આતમ૰ ૪

નિજ ઘરમાં પ્રભુતા છે તારી, માની હિતશિક્ષા મારી;
અસંખ્યપ્રદેશે દૃષ્ટિ વાળ !!, અંતર્ સુરતા ધારીરે. આતમ૰ ૫

સુમતિ વચનો વિચારી, દિલમાં સાચાં અવધારી;
આતમ આવ્યો નિજઘર લ્હેર, સુમતિ સંગ વિહારીરે. આ૰ ૬

નિજઘરમાં રંગે ઝટ વસિયો, સમતાસંગે થઈ રસિયો;
બુદ્ધિસાગર સુખડાં પાય, કર્મકલંક વિદારીરે. આતમ૰ ૭

१३५

કાનુડો ન જાણે મોરી પ્રીત—એ રાગ

જીવડા હજી અવસર છે બેશ, ભજીલે પ્રભુને ભાવેરે  જીવડા૦
કુમતાકુટિલતા સગે, રમતો તુ નિશદિન રગે,
લોભે લક્ષણ સઘળા ખોઈ, મોહ મદિરા પીનેરે  જીવડા૦ ૧
સમતાનો સગ ન કીધો, મુક્તિ માર્ગ નવિ લીધો,
યોગ્યાયોગ્ય ન જોયુ કાઈ, મોહે અન્ધ બનીનેરે  જીવડા૦ ૨
સાધુની સગત નહિ કીધી, દુર્ગતિ વાટજ તે લીધી,
મૂરખ મનમા શુ મલકાય, પડતુ રહેશે ભાણુંરે  જીવડા૦ ૩
આડો અવળો અથડાયો, લક્ષ્મીમાટે તુ ધાયો,
તારૂ કદીય ન તેહ થનાર, સમજુ સમજી લેનેરે  જીવડા૦ ૪
શાને માટે તુ કુમિયો, થઈને માયામા રસિયો,
સુખ નહીં પુદ્ગલમા તલભાર, જડમા જડતા ભાસેરે  જીવડા૦ ૫
અનુભવ અન્તરમા ધારો, જલ્દી આતમને તારો,
પામી પ્રેમે ગુરૂગમ જ્ઞાન, ધ્યાને મનડુ ઠારીરે  જીવડા૦ ૬
કરજો પરમાતમ પ્રીતિ, ધારી અન્તરમા રીતિ,
બુદ્ધિસાગર શિવપદ પાય, ચિદ્ઘન ચેતન રગેરે  જીવડા૦ ૭

१३६

કાનુડો ન જાણે મોરી પ્રીત—એ રાગ

જીવડા હજી જગ તો ચેન ! બાજી આ છે ઠેલીરે  જીવડા૦
નિન્દા કરવામા શૂરો, પાપ પાખડે પૂરો,
લોભી સ્વારથમા તૈયાર, પરમા માની મારૂરે  જીવડા૦ ૧
મોજ મજા મન લાગી મીઠી, પરનારી પ્રેમે દીઠી,
મનમા તૃષ્ણાનો નહિ પાર, માની મારૂ મારૂરે  જીવડા૦ ૨

વિકથાની વાતો પ્યારી, કીધી તેં ચોરી જારી;
માયાપરિણુતિમાં મશગુલ, આખી ઉમર હારીરે. જીવડા૦ ૩

લક્ષ્મીની લાલચ લાગી, બહિરાતમ પદનો રાગી;
મૂરખ લજવી જનની કૂખ, ફોગટ ભારે મારીરે. જીવડા૦ ૪

મળીયું છે ઉત્તમ ટાણું, પરખી લે નયણે નાણું;
નાવે સાથે કોઈ તલભાર, શાને મોહ ધરે છેરે. જીવડા૦ ૫

અર્કતણાં આકુલાં જેવાં, તન ધન જોબન છે તેવાં;
બાજીગરની બાજી ફોક, અન્તે વિણશી જાશેરે. જીવડા૦ ૬

નરનારી મૂરખ જન ડાહ્યા, સાચી માનીને માયા;
ભવમાં ભટક્યા વારંવાર, જન્મ જરા દુઃખ પામીરે. જીવડા૦ ૭

સાચી શિખામણ માની, થા તું આતમનો ધ્યાની;
બુદ્ધિસાગર સાચી સેવ, પ્રભુની અન્તર ધારીરે. જીવડા૦ ૮

## ૧૩૭

કાનુડો શું જાણે મોરી પ્રીત—એ રાગ.

મનડા ! ! આતમમાં લયલાવ ! !, ફોગટ શાને ફરેછેરે. મનડા૦

મનુષ્ય ભવની પહેલાં, જ્યાં ત્યાં ભટકાતું ભારે;
હજીય ન છોડે એહ સ્વભાવ, મોહમાં મસ્ત બનીનેરે. મનડા૦ ૧

મન તું છે મર્કટ જેવું, ઠામ ઠરી નહિ રહેવું;
જલ્દી ત્યાગ કરો પરભાવ, સારી શિક્ષા ગ્રહીનેરે. મનડા૦ ૨

તપ તપિયા મુનિવર મોટા, જગમાં નહિ જેના જોટા;
હાર્યા તુજથી રંકને રાવ, ક્ષણ ચંચલતા લહીનેરે. મનડા૦ ૩

સ્વામી સન્યાસી ત્યાગી, ખાખી બાવા વૈરાગી;
ધ્યાન પગથીએ પાડે પાવ, ભ્રમણા ભૂલ કરાવીરે. મનડા૦ ૪

મહારથી વીર કથાયા, શરણે તારા તે આયા;
દુર્જય લડતા રણમાં દાવ, કરમાં શસ્ત્ર ધરીનેરે. મનડા૦ ૫

સાનુકુળ થઇને વ્હાલા, સમતાના પીને પ્યાલા,
આનંદામૃતમા ગરકાવ, શુદ્ધ સ્વરૂપ વગીનેરે મનડા૦ ૬

મનડુ ઉપયોગે લાગે, જગમા જય ડંકો વાગે,
બુદ્ધિસાગર આતમ ભાવ,—શાશ્વત સુખડા પાવેરે. મનડા૦ ૭

૧૩૮

જય જય આરતી આદિ જિણંદા—એ રાગ.

કર ચેતન શિવપુર તૈયારી, પર પુદ્દગલની છોડી યારી,
ચિદ્દઘન નિત્યાનિત્ય વિચારી, છોડી દે તુ દુનિયાદારી કર૦ ૧

જ્ઞાનથી વ્યાપક દ્રવ્યે અવ્યાપક, એકાનેકથી ધર્મ પ્રસાધક,
ભિન્નાભિન્ન સ્વરૂપી સાચો, ત્યજી તેને કયા જડમા રાચો કર૦ ૨

દો ઉપયોગી નિજગુણ ભોગી, નહિ પુદ્દગલનો ભોગી રોગી,
બહુનામી પણ જેહ અનામી, શક્તિ અનંતિનો જે સ્વામી કર૦ ૩

તિરોભાવે જે જીવ કહાય, વ્યક્તિભાવે સિદ્ધ લહાય,
સમકિતથી અંતર આતમ જે, ક્ષાયિકભાવે પરમાતમ જે કર૦ ૪

ધ્યાને આતમને આરાધે, અનુભવ અંતરૂમા બહુ વાધે,
આનંદ મંગલ માલા પ્રગટે, રાગાદિક દોષો સહુ વિઘટે કર૦ ૫

સુખની શ્રદ્ધા અન્તરવાસે, ભય ચંચલતા દૂરે નાસે,
બુદ્ધિસાગર ધ્યાનાભ્યાસે, ધ્યાતા તત્ત્વ સ્વરૂપ પ્રકાશે કર૦ ૬

૧૩૯

ઉપરનો રાગ.

મોહ માયામા જે જકડાણા, કર્મપાસમા તે પકડાણા,
જેણે માયાની કીધી યારી, તેણે પામ્યા દુખડા ભારી મોહ૦ ૧

વિષના પ્યાલા પીધા તેણે, કરી માયાની સંગત જેણે,
ભય ચંચલતા હર્ષ વિષાદે, મનડુ કરતુ વાદવિવાદે મોહ૦ ૨

પ્રભુ ભજન પલવાર ન થાવે, ચાર દિશામાં મનડું ધાવે;
હૃદયે ધર્મની કાંઈ ન પ્રીતિ, રાખે નહિ સજ્જનની રીતિ. મોહ૦ ૩

ક્રોધ કપટ નિંદામાં પૂરા, હિંસા ચોરીમાં તે શૂરા;
વિનય વિવેક વિચાર ન જાણે, રાતદિવસ રહેતા અભિમાને. મોહ૦ ૪

જૂઠી વાતે જન ભરમાવે, દુર્જન શઠતામાં તે ફાવે;
દાન દયાની રીત ન રાખે, મુક્તિનાં સુખ તે નહિ ચાખે. મોહ૦ ૫

મનની મોજે દુનિયા મ્હાલે, નથી મરવું જાણે કોઇ કાલે;
કાલ ઝપટમાં પકડી પાડે, નાખે દુર્ગતિ દુઃખના ખાડે. મોહ૦ ૬

ચિંતામણિ નરભવને હારી, જન્મ મરણ પામે સંસારી;
બુદ્ધિસાગર આતમરાગી, થાવે મોહ માયાને ત્યાગી. મોહ૦ ૭

૧૪૦

અદ્ભુત તમાસા હમને દીઠા, જ્ઞાની જન મન
મીઠારે. આ અજબ તમાસા૦

કીડી કુંજર ગળતી દેખી, હંસી મનમાં રોવેરે. આ૦ ૧
માખી ચાલે પર્વત હાલે, અંધો આરશી જોવેરે. આ૦ ૨
વાદળ વરસ્યું ચાતક તરસ્યું, લુલો હર્ષે દોડેરે. આ૦ ૩
મુંગો ગાવે ટુંટ બજાવે, શીતલ અગ્નિ થાવેરે. આ૦ ૪
સિંહ શશાના ભયથી હાર્યો, વાનર નાણું પરખેરે. આ૦ ૫
કીડીએ જલધિ આખો પીધો, મૂષક સર્પને ગળતોરે. આ૦ ૬
બુદ્ધિસાગર ઘટમાં શોધો, રાત્રે સુરજ ઝળહળતોરે. આ૦ ૭

૧૪૧

શીદ ભૂલ્યો ભમે છે સંસારમાંરે એ રાગ.

સુણો સત્યોપાય શિવપન્થનોરે; જિનવાણી કથે સુખકાર; સુ૦
અસ્તિનાસ્તિ મુદ્રાંકિત દ્રવ્ય છેરે; સહુ સાપેક્ષતા નિર્ધાર. સુ૦ ૧

સ્યાદ્વાદ વચન છે ધર્મનુરે, ઉત્સર્ગ અને અપવાદ, સુ૦
વ્યવહાર નિશ્ચયમય સાધનારે, એકાન્તે નહીં જ્યા વાદ સુ૦ ૨

નયસપ્તપ્રરૂપિત આતમારે, નયસપ્ત ગ્રહિત જ્યા ધર્મ, સુ૦
જ્ઞાનદર્શન ચારિત્રની સેવનારે, જેથી નાસે અનાદિનાં કર્મ સુ૦ ૩

નવતત્ત્વોપદેશ જ્યા ભાખીયોરે, કહ્યા સત્ય નિક્ષેપાચાર, સુ૦
ભગી સપ્ત સક્ષેપમા સમાય છેરે, જ્યા સર્વવચનનો સાર સુ૦ ૪

દ્રવ્યક્ષેત્રને કાલભાવ વસ્તુમારે, પચ હેતુથી કાર્ય સધાય, સુ૦
જ્ઞાન ક્રિયા સાધનથી સાધીએરે, સાધ્ય સિદ્ધિ લહો સુખકાર સુ૦ ૫

ઉપાદાન નિમિત્તથી સાધનારે, પચહેતુથી કાર્ય સધાય, સુ૦
હોવે કાલાનુસારે સાધનારે, યતિ શ્રાદ્ધ માર્ગ વર્તાય સુ૦ ૬

ગુરૂમુખથી ઉપદેશ સુણો ધર્મનોરે, દ્રવ્યભાવે દ્વિધા જ્યા ધર્મ, સુ૦
લહો બુદ્ધિસાગર શુદ્ધ ધ્યાનથીરે, સત્ય શાશ્વત
સિદ્ધના શર્મ સુણો૦ ૭

૧૪૭

દુખી તુ દીકરી મારી—( ગઝલ )

ચેતન ચેતો હવે પ્યારા, વચન માનો જરૂર મારાં,
મુસાફર તુ જગત્‌મા છે, સમજ લે સત્ય શામા છે ૧

દેખાતુ તે નહીં તારૂ, થશે દિન એક તે ન્યારૂ,
ફુલી ફોગટ હરખાયા, જૂઠી માયા અને કાયા ૨

ફોગટ માની શુ ફૂલે છે, મોહાબ્ધિમા શુ ઝૂલે છે,
ભજીલે સત્ય જિન દેવા, ખરા તે શાતિના મેવા ૩

ફના એક દિન સહુ હોશે, અરે તુ આખથી જોશે,
સદા તુ ધ્યાનમા જાગી, પ્રભુનો થા બહુ રાગી ૪

સમજી લે સત્ય શિવ જાવા, ગ્રહીલે ધર્મની નાવા,
બુદ્ધિસુખ શાતિનો એલી, જીતી લે બાજી છે છેલી ૫

૧૪૩

પરજીયાનો રાગ

દેખો અન્તરમાં આતમારે, સુખ શાન્તિનું ધામ; સુખ૦ દેખો૦
પ્રેમે કરો તસ પૂજનારે, જેનું રૂડું છે નામ. જેનું૦ દેખો૦ ૧

આત્માભિમુખતા કીજીએરે, ત્યાગો પુદ્ગલ આશ; ત્યાગો. દેખો૦
જ્ઞાનીગુરૂ જ્ઞાન આપશેરે, કરો સંગ સુવાસ. કરો૦ દેખે૦ ૨

ભૂલ્યા માયાના તોરમાંરે, જીવ પોતાનું ભાન; જીવ૦ દેખો૦
જ્ઞાન વિના શું ગોઠડીરે, માન વિના શું દાન. માન૦ દેખો૦ ૩

અરિહંત વાણી સાંભળોરે, રમો આતમરામ; રમો૦ દેખો૦
બુદ્ધિસાગર ગુરૂ સંગથીરે, સરે સઘળાં કામ. સરે૦ દેખો૦ ૪

૧૪૪

અંધારે અથડાણોરે, માયામાં ભૂલી;
લાલચથી લથડાણોરે, માયામાં ભૂલી.
આવી માનવભવમાં કરવાનું તેં વિસાર્યું,
પણ જવું પડે અણધાર્યુંરે. માયામાં૦
કોણ તારૂં ભવમાં વિચારો વાત વહેલી,
વખત વહે છે છેલ્લીરે. માયામાં૦ ૧

જાણે ત્હારે મરવું નથી હવે કોઈ કાળે,
પણ ઝડપે મૃત્યુ અકાળેરે, માયામાં૦
જાણે છે જગમાં મારા જેવો નથી સમજેલો;
પણ કાલ ઝડપશે પહેલોરે. માયામાં૦ ૨

જન્મ્યા તેને જાવું જરૂર ચિત્ત ધારો;
દેશ તમારો ન્યારોરે. માયામાં૦
સાચો આતમરાયા ગુરૂકૃપાથી પામી;
થાજો તસ વિશ્રામીરે. માયામાં૦ ૩

ફોગટ વખત શુ ગાળો, ભરવો પડે ઉચાળો,
નજરે જગમા ભાળોરે                    માયામાં૦
આતમ પ્રીતિ સાચી, રહેજો સદા ત્યાં માચી,
બુદ્ધિસાગર દિલ ગચીરે                    માયામા ૪

૧૪૫

વ્હાલા વીરજિનેશ્વર વિનતડી અવધારશો રે–એ રાગ

સાચો અન્તર્ સ્વામી, આતમ દિલમા ધ્યાવજોરે,
મોડહ અલખ જગાવી, નિર્ભયપદ ઝટ પાવજોરે      માચો૦ ૧
સુખનો દરિયો ગુણુથી ભરિયો, યોગી આતમધ્યાને વરીયો,
પ્રભુને અન્તર્ દિલમા, પ્રેમથકી પધરાવજોરે      સાચો૦ ૨
ભક્તિ કરજે પ્રભુની ભાવે, નિજગુણ કર્ત્તા આપ સ્વભાવે,
પોતાને તુ ક્ષાયિકભાવે સમાવજોરે      સાચો૦ ૩
ઝટપટ જજાળોને ત્યાગી, સત્યજ્ઞાનથી થા તુ રાગી,
બુદ્ધિસાગર અતર આત્મ પ્રભુને ગાવજોરે      સાચો૦ ૪

૧૪૬

દુનિયામા ફોગટ ફુલ્યોરે, જીવલડા જો તું,
ડહાપણુના દરિએ ડૂલ્યોરે, જીવલડા જો તુ
જ્યા ત્યા મારૂ મારૂ કરીને તુ તો મ્હાલ્યો,
દુર્ગતિ માર્ગ તે ઝાલ્યોરે                    જીવલડા૦ ૧
વનસ્પતિના ભવમા છેદાયો બહુ ભેદાયો,
ત્યા દુ ખ અનતુ પાયોરે,                    જીવલડા૦
વિકલેદ્રિના ભવમા વેઠ્યા દુ ખો તે ભાગી,
અજ્ઞાનાવસ્થા ધારીરે                    જીવલડા૦ ૨
ભીખારીના ભવમા તે ભીખ બહુ માગી,
માયા મમતા નહિ ત્યાગીરે;                    જીવલડા૦

પશુ પક્ષીના ભવમાં વિવેકને વિસાર્યો,
ત્યાં ધર્મ ન હૃદયે ધાર્યોરે. જીવલડા૦ ૩

લક્ષ્મી મળતાં લોભી પાખંડનો પૂજારી,
ચેતનતા ભૂલ્યો તારીરે; જીવલડા૦
હિંસા જૂઠ ચોરી અહંકારમાં અથડાયો,
માયામાં બહુ પછડાયોરે. જીવલડા૦ ૪

અદેખાઈથી નિન્દા કરી જનોની પાપી,
પ્રભુ આણા ઉત્થાપીરે; જીવલડા૦
સમજીને સત્ય વાણી, કરો ન પાછી પાની,
બુદ્ધિસાગરની વાણીરે. જીવલડા૦ ૫

૧૪૭

દુહા.

સદ્ગુરૂ પદપંકજ નમી, પૂજ્ય સ્તુત્ય હિતકાર;
આત્મધર્મ પ્રગટાવવા, મિત્ર મહા અવતાર. ૧

સ્વપર વિવેચન વસ્તુનું, આણી કરો વિવેક;
ઉપાદેય શુદ્ધાત્મનો, ખરો ધર્મ છે એક. ૨

જાણ્યું આત્મસ્વરૂપ તો, જાણ્યા સર્વ પદાર્થ;
આત્મ તત્ત્વના જ્ઞાનથી, અન્ય નહીં પરમાર્થ. ૩

સૂક્ષ્મજ્ઞાન જે આત્મનું, કાપે કર્મ અનંત;
જગ જાણે તો શું થયું, આવે નહિ ભવ અંત. ૪

ચરણ કરણ તપજપ સહુ, આત્મબોધ વિણ ફોક;
આત્મજ્ઞાન પરમાર્થને, વિરલા સમજે કોક. ૫

બાહ્યજ્ઞાનથી લોકમાં, માનપૂજા તો થાય;
શ્રોતા વક્તા બાહ્યના, બાહ્યદૃષ્ટિતા પાય. ૬

પચમ ગતિ દાતાર છે, સત્યજ અનુભવજ્ઞાન,
અન્તર્દષ્ટિ જાગતાં, હોવે અનુભવ ભાન ૭

અન્તર્દષ્ટિ ચેતના, ત્યાગે પુદ્ગલસગ,
આત્મસ્વરૂપે રમણુતા, સમતારગ તરગ ૮

આત્માનુભવ ચોગથી, ઝળકે આતમજ્યોત,
સ્થિરોપયોગે ધ્યાનથી, અન્તરૂમા ઉદ્યોત ૯

આત્મયોગી જે સુખ લહે, હોય ન તે સુખ ક્યાય,
ઇન્દ્રાદિક પદવી લહે, તોપણુ દુ ખની છાય ૧૦

જે પામ્યા તે ત્યા રમ્યા, ભૂલ્યા પુદ્ગલ ભાન,
સુખસગે રગે રમે, પ્રાપ્ત શિવકર સ્થાન ૧૧

મન ચચલતા ત્યા મટે, દર્શન સ્પર્શન યોગ,
ભોગી થઇ ત્યા ભોગવે, અનત સુખનો ભોગ ૧૨

જડ પુદ્ગલના ભોગને, જાણ્યા મનમા રોગ,
શાતાશાતા વેદની, ટળીયા તેના યોગ ૧૩

વિનાશિક પુદ્ગલ સહુ, તનધન મન્દીર પેખ,
અવિનાશી છે આત્મનો,-ધર્મ જ જ્ઞાને લેખ ૧૪

પુદ્ગલ પ્રપચ કારમો, ત્યા શું સુખની આશ,
પર આશાથી પ્રાણિઆ, થાવે જગના દાસ ૧૫

શુદ્ધાતમના ધ્યાનથી, સેવો સત્ય સદાય,
શક્તિ અનતી જેહની, રમતા શિવસુખ થાય ૧૬

રમતા આત્મ સ્વરૂપમા, પામે યોગી સુખ,
પર પુદ્ગલમા જે રમે, પામે તે મન દુ ખ ૧૭

મન વચ કાયા ભિન્ન છે, આત્મતત્ત્વ સુખકાર,
રત્નત્રયીનું ધામ છે, શુદ્ધરૂપ નિર્ધાર ૧૮

શુદ્ધરૂપ પરમાતમા, સત્તાથી પરખાય,
સેવો ધ્યાવો આતમા, વ્યક્તિભાવે થાય ૧૯

પ્રેમ ભક્તિ વિશ્વાસથી, સેવો આતમદેવ;
આતમ તે પરમાતમા, કીજે તેની સેવ. ૨૦

શુદ્ધ રૂપમાં ચેતના, રમતી રહે નિશદિન;
તો પ્રગટે સુખ સંતતિ, પર પુદ્ગલથી ભિન્ન. ૨૧

આત્મ સ્વભાવે રમણુતા, સત્ય ચરણુ અવધાર;
ગુણુ સ્થાનક આરોહવા, પર પરિણુતિ પરિહાર. ૨૨

પર પરિણુતિના નાશથી, સ્થિરતા ઘટમાં થાય;
અખણ્ડ ચિન્મય ચેતના, શુદ્ધરૂપતા પાય. ૨૩

સારસાર સહુ ગ્રન્થનું, સમ્યક્ ચેતન જ્ઞાન;
ચેત્યા તેમાં જે રમ્યા, પામ્યા શાશ્વત સ્થાન. ૨૪

અનુભવ જ્ઞાને ઓળખે, જ્ઞાની શિવપુર પન્થ;
નિશ્ચય ચરણે તે રમ્યા, સત્ય થયા નિર્ગ્રન્થ. ૨૫

ભોગ પંકમાં લેપતા, જ્ઞાની કબૂ ન પાય;
જલ પંકજ વત્ ભિન્ન તે, અન્તર્ માંહિ સદાય. ૨૬

અન્તર્ વૃત્તિ આતમા, ઔદયિક ભાવેભોગ;
ભોગવતાં પણુ યોગી જે, ટાળે ભવભય રોગ. ૨૭

બાહ્યચરણુ ચારિત્રમાં, એકાન્તે નહિ ધર્મ;
આતમજ્ઞાન વિના કદિ, ટળે ન આઠે કર્મ. ૨૮

અંતરનું ચારિત્ર તે, ચક્ષુથી ન જણાય;
દૃશ્ય વસ્તુ પુદ્ગલ સદા, ચેતો આતમરાય. ૨૯

અલ્પ સમયમાં સાધીએ, આત્મ તત્ત્વ સુખકાર;
લહો ભવી શુદ્ધાત્મને, પરમ તત્ત્વ અવતાર. ૩૦

સિદ્ધા સિદ્ધે સિદ્ધશે, કરી કર્મનો અંત;
તે સહુ આતમ જાણીને, ઇમ ભાખે ભગવન્ત. ૩૧

આત્મિક શુદ્ધ સ્વભાવના,–ઉપયોગે છે ધર્મ;
બુદ્ધયબ્ધિ સુખ શાંતિથી, પામે શાશ્વત શર્મ. ૩૨

અનુભવ બત્રીસી રચી, ગામ પોર દિન એક,
વિચરી આતમ દેશમા, પામી સાચી ટેક 33

૧૪૮

ઓધવજી સદેશો કહેજો શ્યામને એ—રાગ

ચાર દિવસનુ ચાદરણું સસારનું,
બાજીગરની બાજી જેવુ ફોકજો,
લક્ષ્મી સત્તાથી છાકયો શુ માનવી,
પાછળ અન્તે પડશે તારી પોકજો ચાર૦ ૧

છેલછબીલા મોજીલા જે મ્હાલતા,
વેશ્યા સગત કરતા દારૂ પાનજો,
ચશ્મા જૂતા ગર્વ ધરીને ઘાલતા,
ગોદી ઘાલ્યા ચાલ્યા કેઈ મશાણુજો ચાર૦ ૨

મરડી મૂછો ચમચમ કરતા ચાલતા,
મગરૂરીમા બોલે કડવા બોલજો,
રામ રમી ગયા પર રમણીના રાગમા,
પાપ પુણ્યનો થાશે અન્તે તોલજો ચાર૦ ૩

ખાતે હાથે જે ન ઉડાડે કાગડો,
કૃપણુ એવા અન્તે ચાલ્યા જાયજો,
દાન પુણ્ય કરશે તે આવે સાથમા,
અતે પામર પાપ કરી પસ્તાયજો ચાર૦ ૪

બણી ઠણીને દર્પણુમા શુ દેખતો,
સુખછાયા મિષે મૃત્યુ દેખાયજો,
એવુ જાણી ચેતો ચેતન ચિત્તમા,
હાથે તે સાથે પરભવમા થાયજો ચાર૦ ૫

ડહાપણુ તારૂ ધૂળમા મળશે જીવડા,
કરજે દિલમા દેવગુરૂ વિશ્વાસજો,

બુદ્ધિસાગર ધર્મ જગત્માં સાર છે,
ધર્મધ્યાનથી હોવે શિવપુર વાસજો. ચાર૦ ૬

૧૪૯

વૈદર્ભી વનમાં વલવલે—એ રાગ.

ચેતી લે તું પ્રાણીયા, આવ્યો અવસર જાય;
સ્વારથીયા સંસારમાં, હેતે શું હરખાય. ચેતી૦ ૧

જન્મ જરા મરણાદિકે, સાચો નહી સ્થિર વાસ;
આધિ વ્યાધિ ઉપાધિથી, ભવમાં નહીં સુખ વાસ. ચેતી૦ ૨

રામા રૂપમાં રાચીને, જોયું નહીં નીજ રૂપ;
ફોગટ દુનિયા ફંદમાં, સહેતો વસમી ધૂપ. ચેતી૦ ૩

માત પિતા ભાઈ દીકરા, દારાદિક પરિવાર;
મરતાં સાથ ન આવશે, મિથ્યા સહુ સંસાર. ચેતી૦ ૪

ચિંતામણિ સમ દોહિલો, પામ્યો મનુ અવતાર;
અવસર આવો નહીં મળે, તાર આતમ તાર. ચેતી૦ ૫

જેવી સંધ્યા વાદળી, ક્ષણમાં વિણસી જાય;
કાચો કુંભ કાયા કારમી દેખી શું હરખાય. ચેતી૦ ૬

માયા મમતા પરિહરી, ભજો શ્રીભગવાન્;
કરવું હોય તે કીજીએ, તપ જપ પૂજા દાન. ચેતી૦ ૭

કેઇક ઘાલ્યા ઘોરમાં બાળ્યા કેઇ મસાણ;
આંખ મીંચાએ શૂન્યતા, પડતા રહેશે પ્રાણ. ચેતી૦ ૮

વૈરાગ્યે મન વાળીને, ચાલો શિવપુર વાટ;
બુદ્ધિસાગર માંડજો, ધર્મ રત્નનું હાટ. ચેતી૦ ૯

---

૧૫૦

વૈદર્ભી વનમા વલવલે—એ રાગ

વીર જિનેશ્વર વદના, હોજો વારવાર,
લળી લળી વિનવુ પ્રેમથી મારા પ્રાણ આધાર વીરજીનેશ્વર૦ ૧

ભટકયો ભવમા ભૂલથી, વેઠ્યા દુ ખ અપાર,
જન્મ જરા મરણાદિકે, સ્થિરતા ન લગાર વીર૦ ૨

પુણ્યે નરભવ પામીયો, મળ્યા ત્રિભુવન નાથ,
ચરણ શરણ સાચુ ગ્રહ્યુ, ઝાલો સેવક હાથ વીર૦ ૩

સાચી સેવા સ્વામીની, બીજુ આળ પપાળ,
તુજ દર્શન રાચી રહુ, મેઘ ચાતક બાળ વીર૦ ૪

બાળકના બહુ દોષને, ટાળે તાત કૃપાળ,
જગમા ત્રાતા છો સદા, ટાળો દોષ દયાળ વીર૦ ૫

બાળક માની આગળે, બોલે મનની વાત,
તુમ આગળ મુજ વિનતી, માનો એ અવદાત વીર૦ ૬

તારો બાપજી બાળને, સરશે સઘળા કાજ,
સેવકને નહિ તારતા, જાશે આપની લાજ વીર૦ ૭

ચદન બાળા બાકુલે, લીધુ શિવપુર રાજ,
અપરાધી કેઈ તારીઆ, કરજો સેવક સાજ વીર૦ ૮

શરણાગત મુજ સાહિબા, સાચો તુજ વિશ્વાસ,
ચરણ કમળની સેવના, પૂરે સઘળી આશ વીર૦ ૯

વીર વીર હ્રદયે વસો, શરણ સાચુ એક,
બુદ્ધિસાગર બાળને, વીર ભક્તિની ટેક વીર૦ ૧૦

---

૧૫૧

ઓધવજી સંદેશો કહેજો શ્યામને. એ—રાગ.

પરમ કૃપાળુ પુરૂષોત્તમ પરમાતમા,
વીર જિનેશ્વર ત્રિશલાનંદન દેવજો;
સિદ્ધ બુદ્ધ ત્રાતા જ્ઞાતા સહુ વસ્તુના,
પરમ ભક્તિથી પ્રેમે કરૂં હું સેવજો. પરમ કૃપાળુ૦ ૧

ક્ષાયિકભાવે પામ્યા સિદ્ધિ સ્થાનને,
સેવક ભમતો દુઃખદાયી સંસારજો;
આપ અરૂપી સેવકરૂપી કર્મથી,
નિર્મોહી તુમ સેવક મોહી ધારજો. પરમ કૃપાળુ૦ ૨

કામાદિક શત્રુ જીત્યા ત્હેં ધ્યાનથી,
પીડે કામાદિક સેવકનું ચિત્તજો;
આશા તૃષ્ણા વારી આપ સ્વભાવથી,
આશા તૃષ્ણા દુઃખ દેછે મુજ નિત્યજો. પરમ કૃપાળુ૦ ૩

પર પુદ્ગલમાં મનડું મારૂં મ્હાલતું,
બંધાણી સંસારે સુખની આશજો.
કરૂણા સિંધુ કરૂણામૃતથી સિંચજો;
ઠરશે ઠામે જીનજી તારો દાસજો. પરમ કૃપાળુ૦ ૪

ધન કીર્તિમાં મમતા ભાવે માચીઓ,
પ્રેમી મનડું પ્રમદા દેખી થાયજો;
જાણો જિનજી એ સહુ દુઃખની વારતા,
દીન દયાળુ દર્સાવો ઉપાયજો. પરમ કૃપાળુ૦ ૫

ચિત્તની ચંચળતાનું ઔષધ આપજો,
થાપો સ્વામી સેવક માથે હાથજો;
શાનો ભય સેવકને સ્વામી સાહ્યથી,
માથે ગાજે ત્રણ ભુવનના નાથજો. પરમ કૃપાળુ૦ ૬

સાચી વીનતિ સેવકની એ સાભળી,
જો જો કરૂણા દષ્ટિથી સુખદાયજો,
બુદ્ધિસાગર અવસર પામી તારજો,
પ્રણુમું પ્રેમે નિશદિન તાગ પાયજો   પરમ કૃપાળુ૦ ૭

## कक्कावलि.

૧૫૨

કપટી કપટી શુ કરોછો, કપટ ન જાણે કોય,
કર્મની સાથે કપટ કરો તો, સાચા કપટી સોય,
સુણજો વાત અમારી લોક, શાને મનમા ફૂલો ફોક   ૧

ખાખી ખાખી શુ કહો છો, સહુની થાશે ખાખ,
સાચા ખાખી અતરના જે, જાણે માયા રાખ   સુણજો૦ ૨

ગાડા ગાડા શુ કહો છો, ગાડા મ્હુ કહેવાય,
ભેદ છેદ આતમના જ્ઞાને, મમજુ તેહ ગણાય   સુણજો૦ ૩

ઘારી ઘારી સુ કહો છો, ઘારી સમતા લેખ,
મમતા સ્વાદે સુખીઆ સતો, અતરમા તે પેખ   સુણજો૦ ૪

ચાકર ચાકર શુ કહો છો, ચાકર નરને નાર,
કરે ચાકરી પરમાતમની, સાચો ચાકર ધાર   સુણજો૦ ૫

છાનુ છાનુ શુ કહો છો, છાનુ સત્ય ન કયાય,
માયાથી છાનો છે આતમ, શાને મન હરખાય   સુણજો૦ ૬

જાતિ જાતિ શુ કહો છો, જાત ન ભાત ન કોય,
જન્મીને જન્મે નહીં જે જન, જાતિ તેની જોય   સુણજો૦ ૭

ઝાઝ ઝાઝ ઈમ શુ કહો છો, સાચુ નહી છે ઝાઝ,
દેહ ઝાઝ પગ્ગટ પેખો આ, પામો શિવપુર રાજ   સુણજો૦ ૮

ટે ટે ટે ટે શુ કરો છો, ટળવળતા મ્હુ જાય,
સ્થિરતા આતમમા જેની છે, ટે ટે તસ નહિ થાય   સુણજો૦ ૯

ઠોઠ ઠોઠ એમ શીદ કહો છો, સહુને એ છે છાપ;
અંતરમાં પરમાતમ પરખે, નહિ તે ઠોઠ અપાપ. સુણજો૦ ૧૦

ડાહ્યા ડાહ્યા શું કહો છો, ડાહ્યા ગાંડા સર્વ;
નિર્લેપી નિર્મોહી ડાહ્યા, કદી ન કરતા ગર્વ. સુણજો૦ ૧૧

ઢઠ્ઠો ઢઠ્ઠો શુ કહો છો, સહુ ઢઠ્ઠા શિરદાર;
ભૂલ્યા મોહ માયાને જે જન, સાચા ઢઠ્ઠા ધાર. સુણજો૦ ૧૨

ઢોલ ઢોલ એમ શું કહો છો, સહુ છે ફૂટયા ઢોલ;
ઢમ ઢમ વાગી ઢોલ કહે છે, સહુની વર્તે પોલ. સુણજો૦ ૧૩

અભિમાનના તોરે ફુલે, તે છે સાચા ઢોલ;
જેના દિલમાં વાત ન ટકતી, બોલે નિંદા બોલ. સુણજો૦ ૧૪

ઢમ ઢમ વાગી ઢોલ કહે છે, અન્તર્ દૃષ્ટિ ખોલ;
ઢોલ પોલના જેવિ દુનિયા, કરજો તેનો તોલ. સુણજો૦ ૧૫

ઢુંઢી ઢુંઢી ઢુંઢો સઘળું, ઢુંઢવું હોય તે ઢુંઢ;
અંધારે અજવાળું ઘેર્યું, એ અંતરનું ગૂઢ. સુણજો૦ ૧૬

તારૂં તારૂં શું કરે છે, ફોગટ લે અવતાર;
નહિ છે તારૂં ચેતન ચેતો, પોતાને તું તાર. સુણજો૦ ૧૭

સ્થાવર સ્થાવર શું કહે છે, જગમાં તું છે સ્થિર;
સ્થિરતા સેવો સાચી સમજી, પામો ભવજલ તીર. સુણજો૦ ૧૮

દાતા દાતા શું કહો છો, દાતા જગના દાસ;
દાન કરે અન્તરના ગુણનું, છોડી સઘળી આશ. સુણજો૦ ૧૯

ધર્મી ધર્મી શું કહો છો, ધર્મી સહુ કહેવાય;
વસ્તુ સ્વભાવે આતમ ધર્મે, વિરલા સમજે ભાય. સુણજો૦ ૨૦

નાગો નાગો શું કહો છો, નાગા જન્મે સર્વ;
નાગો નુગુરા જનને સેવે, કરતો દિલમાં ગર્વ. સુણજો૦ ૨૧

નફ્ફટ નફ્ફટ શું કહો છો, નફ્ફટનો નહીં પાર;
સમજી ધર્મને પાપ કરે તે, સાચો નફ્ફટ ધાર. સુણજો૦ ૨૨

નિર્મલ નિર્મલ શુ કહો છો, નિર્મલ કોઈ કહેવાય,
કુડ કપટથી ન્યારો વર્તે, સુમતિસગ સદાય સુણુજો૦ ૨૩

ન્યાયી ન્યાયી શુ કહો છો, ન્યાયીમા અન્યાય,
પરમાતમને પ્રેમે પરખે ભેદદષ્ટિથી ન્યાય સુણુજો૦ ૨૪

નીચ નીચ તુ શુ કહે છે, નીચા સત સદાય,
જુઓ તાડ છે ઉંચા કેવા, પર્વત જો પેખાય સુણુજો૦ ૨૫

નીચ ઉંચનો ન્યાય જુદાને, જૂઠ સત્ય આચાર,
નીચા ઉંચા કુળથી માને, તે જગનો વ્યવહાર સુણુજો૦ ૨૬

પ્રેમી પ્રેમી શુ કહો છો, પ્રેમ પછી છે દુખ,
સુખ વર્તે છે પ્રેમી દિલમા, ભાગે સઘળી ભૂખ સુણુજો૦ ૨૭

પામર પામર શુ કહો છો, પામરના શિરદાર,
આશા દાસીના જે વશમા, તે પામર નર નાર સુણુજો૦ ૨૮

પડિત પડિત શુ કહો છો, પડિત પરખે સાર,
પરભાવે રમતો જે રહેવે, ફોકટ તસ અવતાર સુણુજો૦ ૨૯

પાજી પાજી શુ કહો છો, પાજી પોતે પેખ,
અન્તરૂ ગુણનુ દાન કરે નહી, સાચો પાજી લેખ સુણુજો૦ ૩૦

ફૂલણુ ફૂલણુ શુ કહો છો, મન ફૂલે ફૂલાય,
ફૂલે નહિ જેનુ મન ફદે, ફૂલણુ નહી કહેવાય સુણુજો૦ ૩૧

બળીયો બળીયો શુ કહો છો, બળીઆ ગયા મસાણ,
રાવણ પાડવ કૌરવ યોદ્ધા, રહ્યા નહિ નીશાન સુણુજો૦ ૩૨

ભુડો ભુડો શુ કહો છો, ભુલ્યા તે તો ભૂડ,
પ્રભુ ભજનમા ભાવ ન વર્તે, તે ભવજલધિ બુડ સુણુજો૦ ૩૩

ભૂલ્યો ભૂલ્યો શુ કહો છો, ભૂલ્યા ભણીને વેદ,
જ્ઞાની ધ્યાની તપી જપીને, માયા આપે ખેદ સુણુજો૦ ૩૪

ભટક્યા ભટક્યા શુ કહો છો, ભટકે ગણુનુ ગેઝ,
ભટક્યા નહી તે જગમા જોગી, કીધી આતમ ખોજ સુણુજો૦ ૩૫

ભોળા ભોળા શું કહો છો, ભોળા જન ભરમાય;
પરસ્વભાવે જે જન રમતા, ભોળા તેહ ગણાય. સુણજો૦ ૩૬

યાચક યાચક શું કહો છો, યાચક ઇંદ્ર ગણાય;
પરપુદ્ગલ ભીખની આશામાં, સહુ દુનિયા ભટકાય. સુ૦ ૩૭

યાચક સાચા આતમ ધનને, યાચે તેહ ગણાય;
જ્ઞાની ધ્યાની યોગી સાધુ, ધન ધન યાચક રાય. સુણજો૦ ૩૮

રામા રામા શું કહો છો, રામા ભવનું મૂળ;
રામા રાગે રામ ન મળશે, અંતે ધૂલંધૂલ. સુણજો૦ ૩૯

રામ રામ જપતાં જે જાગે, હોવે જન તે રામ;
આતમ તે પરમાતમ રૂપે, સાચા જાણે રામ. સુણજો૦ ૪૦

રાગી રાગી શું કહો છો, જૂઠા જગના રાગ;
આતમ રાગે જે રંગાયા, ધન ધન તે સૌભાગ્ય. સુણજો૦ ૪૧

લાલચ લાલચ શું કરો છો, લાલચનો નહિ અન્ત;
લાલચ ત્યાગી વૈરાગી જગ, શોભે સાચા સંત. સુણજો૦ ૪૨

વૈરી વૈરી શું કહો છો, વૈરી આપોઆપ;
વૈર શમાવે સમતા આવે, નાસે સહુ સન્તાપ. સુણજો૦ ૪૩

વેશ્યા વેશ્યા શું કરો છો, કુમતિ વેશ્યા દિલ;
વિકાર વેશ્યા વૈર ઝેરને, ક્ષણમાં આતમ પીલ. સુણજો૦ ૪૪

શાંન્તિ શાંન્તિ સહુ કહે છે, શાંન્તિ જાણે કોય;
શાંન્તિ જગની ભ્રાન્તિ હરતી, કદૂ ન દુઃખડાં હોય. સુણજો૦ ૪૫

સેવા સેવા શું કરો છો, સેવા કરતા સર્વ;
પરમાતમ ગુરૂ જનની સેવા, ટાળે સઘળા ગર્વ. સુણજો૦ ૪૬

સાધુ સાધુ શું કહો છો, સાધુ સાધે ધર્મ;
પંચ મહાવ્રત પ્રેમે પાળે, ટાળે આઠે કર્મ. સુણજો૦ ૪૭

સાચું સાચું શું કહો છો, સાચું આતમ સુખ;
પરમાં સુખની આશા રાખે, પામે ભવનાં દુઃખ. સુણજો૦ ૪૮

હાર્યા હાર્યા શું કહો છો, હાર્યા કામે વીર,
રાગાદિકને જીત્યા જગમા, તીર્થંકર મહાવીર   સુણજો૦ ૪૯

જ્ઞાની જ્ઞાની શુ કહો છો, જ્ઞાની ગોથા ખાય,
રાગ દ્વેષને જીત જે જન, જ્ઞાની તેહ ગણાય   સુણજો૦ ૫૦

આવ્યા આવ્યા શુ કહો છો, આવ્યા ચાલ્યા જાય,
ત્રણ લોકમા કીર્તિ જેની, આવ્યા તે સુખદાય   સુણજો૦ ૫૧

બેઠા બેઠા શુ કહો છો, બેઠા ઉઠે ભ્રાત,
બેઠા ક્ષાયક ભાવે સિદ્ધો, ધન તેના અવદાત   સુણજો૦ ૫૨

ઉઠ્યા ઉઠ્યા શુ કહો છો, જેને ઉઠે જીવ,
ઉઠ્યા આતમ ભાવે સતો, જાણી જીવને શીવ   સુણજો૦ ૫૩

જોગી જોગી શુ કહો છો, જોગી સાધે જોગ,
અલખ ખલકમા સાચો સમજી, ભોગવતા નહિ ભોગ   સુ૦ ૫૪

જૂઠું જૂઠું શુ કહો છો, જૂઠી જગ જંજાળ,
જૂઠામા સારૂ જે માને, તે જન જગમા બાળ   સુણજો૦ ૫૫

ભક્તિ ભક્તિ સેવો સજ્જન, ભક્તિ સુખનુ મૂળ,
દેવ ગુરૂની ભક્તિ વિણુ તે, ક્રિયા જાણો ધૂળ   સુણજો૦ ૫૬

મંગલ મંગલ જિનવર જાપે, ગણજો સહુ નવકાર
ચૌદ પૂર્વમા મંગલ મોટુ, ઉતરશો ભવપાર   સુણજો૦ ૫૭

ગુર્જર દેશે સાણંદ ગામે, ઓગણિશ ત્રેસઠ સાલ
અષાઢ સુદિ આતમ આજે, ભાવના મંગલ માલ,

સમજી ગણજો શ્રીનવકાર, તેથી ઉતરશો ભવપાર   ૫૮
ભણશે ગણશે જે જન ભાવે, તે લહેશે સુખસાર,

બુદ્ધિસાગર અવસર પામી, ધર્મ હૃદયમા ધાર,
સમજી ગણજો શ્રી નવકાર, તેથી ઉતરશો ભવપાર   ૫૯

---

૧૫૩.

સદ્ગુરૂની શિક્ષા સારીરે વિચારી જોજો,
તારે છે નરને નારીરે, વિચારી જોજો.
ગુરૂ જ્ઞાનીની સેવા, સાચા છે સુખના મેવા;
ગુરૂ સમજાવે દેવારે, વિચારી જોજો. સદ્ગુરૂ૦ ૧

ગુરૂની સાચી વાણી, શિવપુરની છે નિશાની;
તરસ્યાને જેવું પાણીરે, વિચારી જોજો. સદ્ગુરૂ૦ ૨

માથે ગુરૂજી ગાજે, તેની શોભા તો છાજે;
તેથી કુમતિ લાજેરે, વિચારી જોજો. સદ્ગુરૂ૦ ૩

ગુરૂની ભક્તિ પ્રીતિ, નાસે છે તેથી ભીતિ;
એ ઉત્તમ જનની રીતિરે, વિચારી જોજો. સદ્ગુરૂ૦ ૪

ગુરૂગમની બલિહારી, જગમાંહિ મહા ઉપકારી;
સદ્ગુરૂની વાતો ન્યારીરે, વિચારી જોજો. સદ્ગુરૂ૦ ૫

બુદ્ધિસાગર દીવો, સદ્ગુરૂજી ચિરંજીવો;
ગુરૂ વચનામૃત પીવોરે, વિચારી જોજો. સદ્ગુરૂ૦ ૬

૧૫૪.

ઓધવજી સન્દેશો કહેજો શ્યામને—એ રાગ.

અન્તરૂના અલબેલા સાહિબ રીઝશે,
ત્યારે મારાં સઘળાં કારજ સિદ્ધજો;
અષ્ટ સિદ્ધિ ઘટમાં પ્રગટે છે ધ્યાનથી,
દાન ગુણોનું પોતાને પરસિદ્ધજો. અન્તરૂ૦ ૧

યમ નિયમ આસનને પ્રાણાયામથી,
શરીર શુદ્ધિ થાશે ચિત્ત પવિત્રજો;
પદ્માસન સિદ્ધાસન વાળી બેસજો,
સુષુમ્ણા ભેદક આસનની રીતજો. અન્તરૂ૦ ૨

પ્રત્યાહારે ચિત્તની સ્થિરતા સંપજે,
ધારણાયોગે ધારો અન્તર્ દેવજો,
ધ્યાનભેદ સમજીને ધ્યાને ધ્યાઇએ,
અન્તર આતમ પરમાતમની મેવજો અન્તર૦ ૩

નિર્વિકલ્પ સમાધિ રૂપે સંપજે,
સુખનો દરિયો ગુણથી ભરીયો પૂરજો,
અલખ દશાની અવિચલ રટના લાગતા,
નિર્મલ નિરખે નયણે આતમ નૂરજો અન્તર૦ ૪

સહજ સમાધિ મોટી મનમા માનીએ,
વળજો એની વાટે વ્હેલા વીરજો,
ડગે મેરૂપણ ચિત્ત ચચલતા નવી હુવે,
ધ્યાન દશા એવી વર્તે તો ધીરજો અન્તર૦ ૫

અનેકાન્ત દૃષ્ટિથી આતમ ઓળખી,
પૂજો ધ્યાવો ગાવો શ્રી ભગવાનજો,
નિર્નામી પણ અનેક નામો એહના,
ષડ્ દર્શનમા સહુ ધ્યાવે છે ધ્યાનજો અન્તર૦ ૬

સાત નયોથી સ્વરૂપ સમજો આત્મનુ,
સાપેક્ષે ષડ્ દર્શન આત્મ સમાયજો,
સ્યાદ્વાદ સત્તાથી પૂરણ પામીએ,
ભેદભાવનો ઝગડો ત્યા દૂર થાયજો અન્તર૦ ૭

અન્તર સ્વામી સમજ્યા વિણ શુ સેવના,
શ્રદ્ધા ભક્તિ પ્રીતિથી પરખાયજો,
શબ્દ સૃષ્ટિ વિકલ્પ શમ્યા નિજ શુદ્ધિમા,
બુદ્ધિસાગર અન્તર્યામી ગાયજો અન્તર૦ ૮

---

૧૫૫.

ઓધવજી સન્દેશો કહેજો શ્યામને-એ રાગ.

સહુ શક્તિના સ્વામી આતમ માહરા,
તારો મહિમા દીઠો અપરપારજો;
કેવલજ્ઞાને જાણે લોકાલોકને,
ધ્યાતા પણ તું ધ્યેય સ્વરૂપી ધારજો. સહુ૦ ૧

કુમતિ સંગે રમતાં આ સંસારમાં,
પામી દુઃખો ભટકયો વારંવારજો;
ગુરૂ પ્રતાપે શુદ્ધ સ્વરૂપ નિહાળતાં,
ધન્ય દિવસને ધન્ય ઘડી અવતારજો. સહુ૦ ૨

ચમત્કાર વિદ્યા લબ્ધિનું સ્થાન તું,
ગુરૂગમ યુક્તિ ભક્તિ અર્પે સર્વજો;
પૂજા ભક્તિ ધ્યાનાશ્રય છે આતમા,
તત્ત્વ જ્ઞાનથી નાસે મિથ્યા ગર્વજો. સહુ૦ ૩

ચેતન શક્તિ ચેતન ભાવે દેખીએ,
જડની શક્તિ જડ સ્વભાવે જાણજો;
અનંત સુખનું સ્થાનક આતમ જાણીએ,
અનુભવ યોગે પ્રગટે તેનું ભાનજો. સહુ૦ ૪

અખણ્ડ ઉપયોગે તું ઘટમાં જાગજે,
દુઃખમય જાણી સઘળો આ સંસારજો;
વક્તા ધ્યાતા ધ્યેય તત્ત્વની એકતા,
દ્રવ્યાર્થિક નયથી મનમાં નિર્ધારજો. સહુ૦ ૫

આતમ કર્ત્તા કર્મ કરણ પણ આતમા,
સંપ્રદાનને અપાદાન પણ એહજો;
અધિકરણ પણ આતમને અવલોકીએ,
પર્યાયાર્થિક નયથી હોવે તેહજો. સહુ૦ ૬

સમજી સાતનયોથી આત્મ સ્વરૂપને,
ટાળો મિથ્યા વિષય વાસના રાગજો,
બુદ્ધિસાગર અવસર પામી ચેતજો,
અન્તરથી કરજો સહુ માયા ત્યાગજો. મહું૦ ૭

૧૫૬

ઓધવજી સન્દેશો કહેજો શ્યામને-એ રાગ

જ્ઞાનાનન્દી તત્ત્વ સ્વરૂપી આતમા,
અન્તર્યામી પુરૂષોત્તમ ભગવાનજો,
બ્રહ્મા વિષ્ણુ શંકરને ગોપાળજી,
અનેક નામે શોભે તું ગુણવાનજો જ્ઞાનાનન્દી૦ ૧

અન્તર્દષ્ટિ દર્શન કીજે આત્મનું,
નાસે તેથી ભવભય ભ્રાન્તિ ભર્મજો,
સગુણ નિર્ગુણ આતમ તું સાપેક્ષથી,
અનેકાન્ત સ્વભાવી તારો ધર્મજો જ્ઞાનાનન્દી૦ ૨

ત્હારી ભક્તિ સ્થિરતા શાન્તિ આપતી,
સ્વપર પ્રકાશક નિરાકાર નિર્ધારજો,
સંયમ પુષ્પે પૂજો આતમરાયને,
તેથી પામો ભવસાગરનો પારજો જ્ઞાનાનન્દી૦ ૩

રાગદ્વેષથી બહિરાતમપદ જાણીને,
કરજો તેનો જ્ઞાન દૃષ્ટિથી નાશજો,
સ્થિરોપયોગે જાગો તત્ત્વ સ્વરૂપમાં,
અસંખ્ય પ્રદેશે ક્ષાયિક ભાવે વાસજો જ્ઞાનાનન્દી૦ ૪

સામગ્રી પામીને આતમ ચેતજે,
મોહ માયાનો કરીશ નહિ વિશ્વાસજો,
વિષય વિકારો વિષની પેઠે જાણજે,
પર પુદ્ગલની છોડી દેજે આશજો જ્ઞાનાનન્દી૦ ૫

અખણ્ડ અવિનાશીની વાટે ચાલજો,
ષડ્ દર્શનમાં સહુજન તુજને ગાયજો;
બુદ્ધિસાગર આવિર્ભાવ જગાવવા;
સત્સંગત ઉદ્યમ કરજો હિત લાયજો. જ્ઞાનાનન્દી૦ ૬

૧૫૭.

ઓધવજી સન્દેશો કહેજો શ્યામને. એ રાગ.

ચિદાનંદ ચેતનજી વહેલો જાગજો,
ભર નિદ્રામાં આયુ નિષ્ફળ જાયજો;
ઉંઘે ઉંઘણુ ચોરો લુંટે ચેતજો,
વૈરણુ નિદ્રા વશથી દુઃખડાં થાયજો. ચિદાનંદ૦ ૧

કાલ અનાદિ ઉંઘ્યો મિથ્યા રાત્રીમાં,
પરસ્વભાવે લેતો શ્વાસોચ્છવાસજો;
સર્વ વિઘાતક નિદ્રા દુઃખની ખાણુ છે,
શું કરવો ત્યાં સુખબુદ્ધિ વિશ્વાસજો. ચિદાનંદ૦ ૨

ભવિતવ્યતા યોગે સદ્ગુરૂ સંગથી,
જાગંતાં ઘટ દેખ્યો અનુભવ ભાણુજો;
સ્વતઃ પ્રકાશી ઝળકી જ્યોતિ આત્મની,
ઉઠ્યો ચેતન આળસ છંડી જાણુજો. ચિદાનંદ૦ ૩

સુખની ધારા પ્રગટી સહજ સમાધિથી,
શમ્યા વિકલ્પો પામી સ્થિરતા બોધજો;
વિષય વાસના આશા તૃષ્ણા પૂજના,
નાઠા દોષો મોહ માયાને ક્રોધજો. ચિદાનંદ૦ ૪

અનુભવ યોગે તાળી લાગી ધ્યાનની,
બાહ્ય ભાવનું ભૂલાયું સહુ ભાનજો;
આતમ રાગે રંગાણી છે ચેતના,
સેવે ઘટમાં શુદ્ધ બુદ્ધ ભગવાનજો. ચિદાનંદ૦ ૫

શ્વાસોશ્વાસે સમરો શાંત કૃપાળુને,
કરશો કરૂણા પ્યારા આપોઆપજો,
હરતા ફરતા ખાતા પીતા પહેરતા,
ધંધો કરતા સુરતાની છે છાપજો ચિદાનંદ૦ ૬

દેહી છતાં વિદેહી પોતે એકલો,
ન્યારો અંતરૂથી કરતો સહુ કામજો,
ક્ષયોપશમ ઉપશમ ભાવે છે સાધના,
દેશે દર્શન દીન દયાળુ ગમજો ચિદાનંદ૦ ૭

સેવો ધ્યાવો બુઝો આતમરામને,
એનાથી સમજે છે જીવો સર્વજો,
જીવને શિવનો ભેદભાવ ઝગડો ટળ્યો,
બુદ્ધિસાગર નાઠો મિથ્યા ગર્વજો ચિદાનંદ૦ ૮

૧૫૮

ઓધવજી સદેશો કહેજો શ્યામને—એ રાગ

સ્વામીને સેવક તું પ્યારા આતમા,
અવ્યાપક ગણું જ્ઞાને વ્યાપક સર્વજો,
અવિનાશી પણ અનિત્ય તું પર્યાયથી,
તુજને જાણ્યા નાઠો મિથ્યા ગર્વજો સ્વામીને૦ ૧

આતમ ભાવે માયા અસતી જાણીએ,
જડ સ્વભાવે છતી માયાને પેખજો,
સંગ્રહની સત્તાથી એક જ આતમા,
અનેક વ્યક્તિ ભાવે આતમ દેખજો સ્વામીને૦ ૨

નાક વિના શોભે નહિ મુખ સંસારમાં,
વર વિના શોભે નહીં જેવી જાનજો,
મીઠા વીણ ભોજનની શોભા જેહવી,
જ્ઞાન વિના આતમનું એવું જાણજો સ્વામીને૦ ૩

જ્ઞાન વિના સાધો શું આતમ સાધના,
આતમજ્ઞાને ટળશે કર્મ વિકારજો;
બુદ્ધિસાગર અવસર પામી ચેતીએ,
સદ્‌ગ્રંથોને સત્‌સંગમ આધારજો. સ્વામીને૦ ૪

૧૫૯

જીવ જાણે મારે મરવું નથીજે-એ રાગ.

જીવ આવ્યો અવસર આ જાય છેરે,
શીદ માયામાં ગોથાં ખાય છેરે; જીવ૦
શાને જન્મ્યો જોને તું જીવડારે,
દેખ ઓલાઇ જાશે દીવડારે. જીવ૦ ૧

માની મોટાઇ માનવ મ્હાલતોરે,
અણધારે દિવસ થશે ચાલતોરે; જીવ૦
શું ફૂલ્યો ફરે છે સંસારમાંરે,
મળ્યો માનવ ભવ રૂડો હારમાંરે. જીવ૦ ૨

નામ ઠામ નિશાની રહે નહીંરે,
તારૂં આયુષ એળે જશે વહીરે. જીવ૦
મીઠી વાણી ન બોલતાં આવડીરે,
બોલે કડવી વાણી જેવી ફાવડીરે. જીવ૦ ૩

કણ ઘંટીમાં દળાય છે દેખતાંરે,
કાળ ઘંટી પીલાઇશ પેખતાંરે; જીવ૦
કર પ્રભુ ભક્તિ જ્ઞાન ધ્યાનથીરે,
ચિત્ત વારી જૂઠા અભિમાનથીરે. જીવ૦ ૪

ચેત !! કોઈ ન કહેવા આવશેરે,
મારૂં મારૂં કરી દુઃખ પાવશેરે; જીવ૦
કર ! પ્રભુ ભજન શ્વાસોશ્વાસથીરે,
વદે બુદ્ધિસાગર વિશ્વાસથીરે. જીવ૦ ૫

૧૬૦

( પદ્મપ્રભુ પ્રાણસે પ્યારા-એ રાગ )

જગતના ખેલ છે ખોટા, કદી નહીં થાય મનમોટા જગ૦ ૧
મદા છે દુખ માયામા, સદા સુખ ધ્યાન છાયામા,
પ્રભુનુ નામ સુખ આપે, પ્રભુનુ નામ દુખ કાપે જગ૦ ૨
પ્રભુ ભક્તિ ન જો થાશે, તદા દિન દિન દુખ થાશે,
ઉભલડી ગા જીનેશ્વરને, હૃદય તુ દેવને સ્મરને જગ૦ ૩
સુવા જે મોજમા માતા, તર્યા જે દેવને ગાતા,
જગતમા જન્મ ધાર્યો તે, ભજન વિણુ જન્મ હાર્યો તે જગ૦ ૪
છેવટની આખ મીંચાશે, તદા તુ ખૂબ પસ્તાશે,
હજી છે હાથમા બાજી, કરી લે આત્મને રાજી જગ૦ ૫
ગમત ઘોડા ગમ્મત ગાડી, સુદર શય્યા અને લાડી,
મળેલા ભોગ એ જાશે, પાછળથી કોઈ તે ખાશે જગ૦ ૬
ગણી તુ ફોક દુનિયાને, પ્રભુના ભવ્ય ગુણ ગાને,
બુદ્ધયબ્ધિ સતનો સગી, રહે તે સુખ ગુણરગી જગ૦ ૮

૧૬૧

ચેતનો ચેતાવુ તનેરે પામર પ્રાણી-એ રાગ

શાને તુ કરે છે માયારે, નાહક પ્રાણી,
મરડી મૂછોને ચાલે, મગરૂરી માહે મ્હાલે,
જવુ પડે હાવ ઠાલે રે, નાહક૦ ૧
પ્રભુ નામ નહીં લીધુ, સતને ન દાન દીધુ,
વિષય વિષ પ્રેમે પીધુરે નાહક૦ ૨
ભ્રાતિમા ભૂલી ભાગી, આખી ઉમ્મર હારી,
થાશે ઢોણુ ગતિ તારીરે. નાહક૦ ૩
ખોદે તે પડે છે પહેલો, પરના બૂરામા ઘેલો,
મનમા રહીને મેલોરે નાહક૦ ૪

બીજાનું દેખીને સારૂં, મનમાં લાગે નઠારૂં;
ભલુ થાશે કેમ તારૂંરે. નાહક૦ ૫

કપટથી કાળું થાશે, ધાર મન વિશ્વાસે;
પોતે તું તો છેતરાશેરે. નાહક૦ ૬

કપટ કળાને ત્યાગી, સદ્ગુરૂ શીખ માગી;
બુદ્ધિસાગર ઘટ જાગીરે. નાહક૦ ૭

૧૬૨

ચેતાવું ચેતી લેજેરે—એ રાગ.

જીવલડા પ્રભુ ભજીલેરે, અવસર આવ્યો એળે જાશે;
પ્રભુ ભજંતાં દામ ન બેસે, કોટિ કર્મ કપાશે. જીવલડા૦ ૧

દુ:ખ દાવાનળ ભવમાં ભમતાં, સુખ નીપજે નહીં સારૂં;
મોહ માયા ક્રોધે સપડાતાં, ભાગ્ય બગડશે તારૂં. જીવલડા૦ ૨

જૂઠી દુનિયાની બાજીમાં, મલકાઇ શું મ્હાલો;
કાળ પકડશે પલમાં આવી, સાચો મારગ ઝાલો. જીવલડા૦ ૩

વજ્ર પેટીમાં પેસો તો પણ, મરણ કદી નહિ મૂકે;
બુદ્ધિસાગર અવસર રૂડો, ચતુર થઇ શું ચૂકે. જીવલડા૦ ૪

૧૬૩

ચેતાવું ચેતી લેજેરે—એ રાગ.

ગાફલ ગર્વ કરીનેરે, મનમાં મોટાઇથી ફૂલ્યો;
પ્રભુ ભજ્યાવિણ પાપ કર્મથી, ભવસાગરમાં ડૂલ્યો. ગાફલ૦ ૧

દગા પ્રપંચો પાપ કરીને, લક્ષ્મી ભેગી કીધી;
પરભવનું પસ્તાનું થાતાં, ખાશે કોઇક ઋદ્ધિ. ગાફલ૦ ૨

હું પંચાતી ડાહ્યો ભમરો, હું નૃપતિ અધિકારી;
હું હું કરતાં શ્વાસ ખસ્યાથી, ગતિ પકડશો ન્યારી. ગાફલ૦ ૩

હું માં માયા હું મા જાયા, હુ ના જગ પડછાયા,
હું ને મારૂ મૂકી દેતા, અતો સુખ બહુ પાયા    ગાફલ૦ ૪
કોટિ કલ્પના કરો માનવી, કોઇ ન આવે સાથે,
બુદ્ધિસાગર ચેત્યા તે નર, જેને સદ્ગુરૂ માથે    ગાફલ૦ ૦

૧૬૪

અરે જીવ શીદને કલ્પના કરે—એ રાગ

સુખ દુઃખ આવે સહુના શીરે, ભોગવ્યા વિણુ તે કબુ નહીં ટળે
કોટી જન્મના કરેલ પાપો, અવસર આવે ફળે,
ધીરજ હારી શોક કરીને, શીદને જીવડા બળે    ભોગવ્યા૦ ૧
સીતા સતી દ્રૌપદી દમયતી, વનવાસે ટળવળે,
સુખ દુઃખ આવે એણીપેરે જેમ, ગજેન્દ્ર કોઠુ ગળે ભોગવ્યા૦ ૨
કલક ચડયા છે મહાસતીઓને, નામે મગલ કરે,
વીર પ્રભુના કાને ખીલા, ઠોક્યા ગોપે ખરે    ભોગવ્યા૦ ૩
જગકુમારને હાથે મરણું, થયુ કૃષ્ણનુ અરે,
દુઃખ આવ્યા જ્યા વીર પ્રભુને, સ્હાય કોઈ નહિ કરે ભોગવ્યા૦ ૪
કર્યા કર્મ ભોગવવા સહુને, કોઇનુ કાંઈ ન વળે,
સુખ દુઃખમા સમભાવ ધરે તે, મુક્તિપુરીમા ભળે ભોગવ્યા૦ ૫
ચન્દ્ર સૂરજ જેવા પણુ જગમા, દેખો નજરે કરે,
બુદ્ધિસાગર સમતા સેવે, રાગ દ્વેષ નહીં છળે,
જ્ઞાનીને સુખડા, ઇણુ વિધ મળે    ભોગવ્યા૦ ૬

૧૬૫

પદ્મ પ્રભૂ પ્રાણુસે પ્યારા—એ રાગ

અમોને તમો સમા જાતિ, અમોને તમો સમા જ્ઞાતિ,
પશુ પખી અમારા છે, અમારા તે તમારા છે    ૧
નહીં કો કોઇનુ વૈરી, નહીં કો કોઈનુ ઝેરી,
સહુ જીવ મિત્ર મારા છે, મમત્વ ભાવ વિસાર્યા છે    ૨

પ્રતિક્રમણુના રોજમેળથી દેખજો,
દિવસમા શુ મળીઓ લાભ અલાભજો,
બાહ્ય લક્ષ્મીની ચચળતાને વારજો,
જલનુ બિન્દુ પડિયુ જેવુ ડાભજો. વ્યાપારી૦ ૫

દુખને પણ સુખ માની હિમ્મત ધારજો,
પર પરિણુતિ વેશ્યાનો સગ નિવારજો,
ક્ષાયિક ભાવે દાનાદિક ગુણુ લાભથી,
જન્મ જગના દુખ નાસે નિર્ધારજો વ્યાપારી૦ ૬

માયાના વ્યાપારો ત્યાગી જ્ઞાનથી,
અન્તરના વ્યાપારે ધરજો ધ્યાનજો,
બુદ્ધિસાગર અનત સુખડા સમ્પજે,
આતમ થાવે સિદ્ધ બુદ્ધ ભગવાનજો વ્યાપારી૦ ૭

૧૯૭

જીવલડા જરૂર જાવુ રે, ફોગટ માયામા શુ ફસિયો,
માયામા મુઝાઇ મૂરખ, લાખ ચોરાશી વસિયો— જીવ૦

મરણુતણો ભય મોટો માથે, કોઈ ન આવે સાથે,
હસતા હરશે કાળ ઝપટમા, કહ્યુ ત્રિભુવન નાથે જીવ૦ ૧

વૈદ્દ કરજો સૈદ્દ કરજો, કરજો લટપટ ચાળા,
આડી અવળી બાથ ભરો પણુ, ભરવા પડે ઉચાળા જીવ૦ ૨

ડાહ્યા ડમરા પગ પચાતે, કરતા કજીયો વાતે,
કાળ કોળીઓ કરશે લાતે, જશો ખાણ ખાતે જીવ૦ ૩

ચોરી ચુગલી નિદા કીધી, પરને ગાળો દીધી,
મનમા પાપ કરીને ભારી, નરક વાટ ઝટ લીધી જીવ૦ ૪

પ્રભુ ભજનને ભૂલી ભોળા, દુનિયાના કયા દોડે,
બુદ્ધિસાગર માયા પત્થરે, મીદને માથુ ફોડે જીવ૦ ૫

---

૧૯૮

દ્વારકાંના વાસીરે અવસરીએ વહેલા આવજોરેજી—એ રાગ.

ત્રિશલાના જાયારે, મહાવીર સ્હાયે આવજોજી;
નહીં આવો તો, થાશે સેવકના બેહાલ. ત્રિશલાના૦ ૧
દૈત્ય મહા મોહરે, વ્હાલા લાગ્યો પીડવારે;
દીધાં દુઃખ કહેતાં ન આવે પાર. ત્રિશલાના૦ ૨
કામને અજ્ઞાનેરે, સત્તા નિજ વાપરીજી;
બાળે ક્રોધ ઘડીઘડી ક્ષણમાંહિ. ત્રિશલાના૦ ૩
પન્થ પાખંડ જાળેરે વીંટાયોહું વેગથીજી;
વિકાર વિષધરની લાગીરે ચોટ. ત્રિસલાના૦ ૪
પંચમકાળ પૂરોરે જમ જેવો બેશીયોજી;
સૂજે નહિ ધર્મમારગની રે રીત. ત્રિશલાના૦ ૫
ગાંડો ઘેલો તારોરે સેવક વ્હાલા માનીનેજી;
તારો તારો ભવ સાગરની રે તીર. ત્રિશલાના૦ ૬
ટળવળતો તારો વ્હાલારે સેવક હાથ ઝાલીનેજી;
નહીં તારો તો જાશે તમારીરે લાજ. ત્રિશલાના૦ ૭
તુંહિ તુંહિ સમરૂંરે દુઃખીના બેલી આવજેજી;
શરણું એક બુદ્ધિસાગરને છે તુજ. ત્રિશલાના૦ ૮

૧૯૯

સોરઠ.

વ્હાલા ત્રિશલાનંદન વીર જીનેશ્વર તારજોરે,
જાણી બાલ તમારો વિનતડી અવધારજોરે. વ્હાલા૦
રમત ગમતમાં જીવન ગાળું, કામક્રોધથી મનડું બાળું;
પ્યારા !! કરૂણામૃત સિંચનથી તાપ નિવારજો. વ્હાલા૦ ૧
જ્ઞાનવિના હૃદયે અંધારૂં, કરશે તુમવિણ કો અજવાળું;
સુખકર !! કામક્રોધ વિષયાદિક અરિ સંહારજોરે. વ્હાલા૦ ૨

ભક્તિ કરૂ ભાવે શિરસાટે, વળવા મોક્ષનગરની વાટે,
બાળક કહીને મુજને તુજ અંકે બેસારનેરે   વ્હાલા૦ ૩

પ્રેમવિના લુખીછે ભક્તિ, ગુણ પર્યાય વિના જેમ વ્યક્તિ,
પ્રભુજી દીનદયાળુ અશુભવૃત્તિ સહારનેરે   વ્હાલા૦ ૪

શરણ એક તારૂ છે સાચુ, નિશદિન તુજ ભક્તિથી રાચુ,
પ્રેમે બુદ્ધિસાગર બાળકને ઉગારનેરે   વ્હાલા૦ ૫

૧૭૦

મ ટી સાખી

માનવભવ પામી સુખકારી, ચેતી લ્યો નરનારી,
જન્મ જરાના દુ ખડા ટાળી, પામો શુવની તારી,
પ્રભુ ધ્યાનેરે અજરામર થઈ ઠરશો, ભવસાગર ઝટ તરશો
પ્રભુ૦ ૧

બાગ કરાવ્યા મહેલ ચણાવ્યા, ધમધમ ગાડી દોડે,
જુવાનીમા જુવતી સગે, પરનારી મન જોડે   પ્રભુ૦ ૨

ધન છૂટે નહિ તન છૂટે પણ, કંજુસ ધર્મની વાટે,
પાપ કર્મમા લક્ષ્મી ખર્ચે, એવી પાપી પાટે   પ્રભુ૦ ૩

ધર્મને ઢોગ કરીને માન્યો, આપ મતિથી મ્હાલ્યો,
આયુષ્ય અવધિ પૂરી થાતા, ઠાલો માલો ચાલ્યો   પ્રભુ૦ ૪

છેલ છબીલો થઇને ફરતો, ઠમ ઠમ કરતો ઠાલો,
ફક્કડ થઇને ફૂલી ફરતો, જમડે ઝડપી ઝાલ્યો   પ્રભુ૦ ૫

જીવડા જાણી લેને જિનને, પાપીને પ્રભુ તારે,
બુદ્ધિસાગર જિન ભક્તિથી, ઉતરે પેલી પારે   પ્રભુ૦ ૬

---

૧૭૧

રાગ મરાઠી સાખી.

ભૂલી ભવ ભ્રમણા જંજાળે, ફોગટ આયુ ગાળો.
માનો ઘર મહેલોને મારા, પણ ભરશો ઉચાળો;
અરે ક્યાંથીરે અક્કલ ઉંધી સૂઝી, કદી વન્ધ્યા ગાય ન દુઝી. ૧

શું ? કજીઆ કંકાસો કરતા, આડા અવળા ફરતા;
જન્મ્યા તેને મરવું માથે, મરવા જેવા ખરતા. અરે૦ ૨

કુટુંબ કબીલો મારો માની, સ્વારથમાં સપડાયો;
નીતિ ત્યાગી અવગુણ રાગી, લક્ષ્મીથી લલચાયો. અરે૦ ૩

લોભે લક્ષણ સઘળાં ખોયાં, અભિમાન બીજ બોયાં;
ધર્મવાત તલભાર રૂચે નહિ, કર્યાં કર્મ ન જોયાં. અરે૦ ૪

સાધુ દેખી છટકી જાતો, પાપીથી હરખાતો;
નિંદા લવરી વૈર ઝેરની, કરતો નિશદિન વાતો. અરે૦ ૫

ચેતી લેને પામર પ્રાણી, સદ્ગુરૂ શરણું તારે;
બુદ્ધિસાગર સત્સંગતિથી, ઉતરો પેલી પારે. અરે૦ ૬

૧૭૨

પરજીયાનો રાગ.

મારૂં મારૂં તમે શું કરોરે, સ્વપ્ના જેવો સંસારરે,
ઝાંઝવાના જલ જેહવું, સુખ નથી તલભારરે;
પ્રેમે પ્રભુ ગુણ ગાઈએ, કર્યું સાથે થનારરે,
ચેત્યા ચેતનને પામીયા, થયો જયજયકારરે. પ્રેમે પ્રભુ૦ ૧

ફૂલ્યો ફોગટ શું ફંદમાંરે, ફૂલે તેટલાં ફોકરે;
ઠાઠમાઠે બંધાણી ઠાઠડી, પડે પાછળ પોકરે. પ્રેમે૦ ૨

માયામાં મુંઝી શું મરોરે, બાળ મોટા મરનારરે;
મરનારાને રૂવે માનવી, રોનારાં જનારરે. પ્રેમે૦ ૩

મારૂં મારૂં જીવ શું કરેરે,—ત્હારૂ કો ન થનારરે,
મૂકી સહુ મરી ચાલવુ, જોઈ ચેત નિર્ધારરે પ્રેમ૦ ૪
અણધાર્યા એકદિન ચાલવુરે, કેમ સુઝે ગમારરે,
કર્યાં કર્મ તે સાથે આવશે, વ્હાલાં કશે ન વ્હારરે પ્રેમ૦ ૫
મારૂ સારૂ જીવ શુ કરેરે, નથી માયામા સારરે,
જેવા ધુમાડાના બાચકા, જેવો વેશ્યાનો પ્યારરે પ્રેમ૦ ૬
રોફ રૌબડ શુ મારતોરે,જોને કમાઈના ઢોરરે,
જેવુ જળોનુ ફુલવુ, પુઠ જેવી છે મોરરે પ્રેમ૦ ૭
લાખ ચોરાશીમા ભમ્યોરરે, વેઠ્યા દુઃખ અપારરે,
પુણ્યે માનવ ભવ પામીયો, હજી હાયે ન હારરે પ્રેમ૦ ૮
કેઈ ઘલાણા ઘોરમાંરે, કેઈ બળ્યા મસાણરે,
જોનારાની ગતિ એહવી, જીવ જૂઠુ ન જાણરે પ્રેમ૦ ૯
સદ્ગુરૂ સેવા સાધનારે, ધરો ધર્મથી પ્યારરે,
બુદ્ધિસાગર ગુરૂદેવનો, ખરો મોટો આધારરે પ્રેમ૦ ૧૦

૧૭૩

રાગ ઉપરનો

ભક્તિ કરો ભગવતનીરે, મન લાવીને પ્યારરે,
પ્રેમે પ્રભુપદ પૂજીએ, તજી વિરૂવા વિકારરે,
ભક્તિ જગત્મા દોહીલી, સહુ શાસ્ત્રનુ સારરે,
ટલે કોટિ જન્મની કલ્પના, સુખ શાતિનુ ઠારરે ભક્તિ૦ ૧
રણુમા ચઢચો વીર વેગથીરે, ધરે પાછો ન પાયરે,
ઝુઝે ધડથી કપાતા શીર તે, એવો ભક્તિનો ન્યાયરે ભક્તિ૦ ૨
બળી જવાને ચાલતીરે, સતી હર્ષે હરખાયરે,
પડે તે સ્હેમા પ્રેમથી, ગુણ તેના ગવાયરે ભક્તિ૦ ૩
પર્પયો પિયુ પિયુ બોલતોરે, કર્યો મેઘનો નેહરે,
અન્ય પાણી નહીં આભડે, પડે તોપણ દેહરે ભક્તિ૦ ૪

તન ધન જૂઠું જાણીનેરે, દીલ લાવીને રાગરે;
સાચા સાહિબને આદરો, ધરી શ્રદ્ધા વૈરાગ્યરે. ભક્તિ૦ ૫

કાયર થઈ નહી કંપીએરે, લડો કર્મની સાથરે,
કરી કેશરીયાં જીતીયે, ઝાલો મુક્તિનો હાથરે. ભક્તિ૦ ૬

સ્હેલ રાધાવેધ સાધવોરે, પણ ભક્તિ મુશ્કેલરે;
બુદ્ધિસાગર ગુરૂસંગથી, જોતાં લાગે છે સ્હેલરે. ભક્તિ૦ ૭

૧૭૪

રાગ ઝીંઝોટી.

નાથ કૈસે ગજકો બંધ છુડાયો—એ રાગ.

પરમપદ પરમાતમ ગુણ ગાવું, પ્રેમે નિશદિન ધ્યાવું. પરમ૦ ૧

સાર શુદ્ધ સિદ્ધાંત સકળનું, આતમ તત્ત્વ પ્રકાશ્યું;
ધ્યાતા ધ્યેયને ધ્યાન એકત્વે, સિદ્ધ સમું સુખ ભાસ્યું. પરમ૦ ૨

આતમ પરમાતમ વિવેચન, દુઃખ મમતા હરનારૂં;
અન્તર્યામી સાખ પૂરે છે, લાગ્યું મન તે પ્યારૂં. પરમ૦ ૩

ભક્તિ ધ્યાન ઉપાસના યોગે, સાચો સાહિબ સેવું;
પૂરણ તત્ત્વ સ્વરૂપે ખેલું, નિજ શક્તિ નિજ દેવું. પરમ૦ ૪

શુષ્ક જ્ઞાનથી કાજ ન સીઝે, રહેણીથી ઘટ રીઝું;
અન્તર્યામી સેવા સાધુ, ખળથી કાંઈ ન ખીજું. પરમ૦ ૫

ક્ષયોપશમથી બાહ્યરમણતા, ભવમાંહી ભટકાવે;
ક્ષમોપશમથી અન્તર્ રમતાં, સમભાવે શિવ થાવે. પરમ૦ ૬

ભાન ભૂલાતું જગતનું જ્યારે, જાગે અનુભવ ત્યારે;
ક્ષાયિક ભાવે સર્વ પ્રકાશક, ઉતરે પેલી પારે. પરમ૦ ૭

અવિહડ રાગે મન રંગાણું, અવિહડ રટના લાગી;
બુદ્ધિસાગર ધ્યાન દશાથી, અન્તર્જ્યોતિ જાગી. પરમ૦ ૮

૧૭૫

વૈદર્ભી વનમા વલવલે—એ રાગ

જાગીને જો તું જીવડા, કોણ છે તુ શુ કર્મ,
ક્યાથી આવ્યો ક્યા જાવશે, મૂર્ખ સમજ્યો ન મર્મ જાગીને૦ ૧

મિલ્કતમા શુ મોહીયો, જૂઠુ જગનેરે જાણ,
દેહી પણ નહીં દેહ છે, પરખો દેહ પ્રમાણ જાગીને૦ ૨

કૂડ કપટમા કાઢતાં, ભૂડા જીવતર ભાઇ,
અતે એકીલો આતમા, સાચી ધર્મ સગાઇ જાગીને૦ ૩

મુઝયો શુ માયા મોહમા, કદી મૂકે ન કાળ,
લાખો લખપતિ લોભમા, બન્યા અતે બેહાલ જાગીને૦ ૪

અથડાતો શુરે આશમા, આશાનો નહીં અત,
ચતુર વિવેકી ચેતીને, સેવ!! સદ્ગુરૂ સત જાગીને૦ ૫

કાચો કુભ કાયા કારમી, ઠાલી મૂકી દે ઠાઠ,
ભજી લે પ્રભુજીને ભાવથી, અરે પ્હોર તુ આઠ જાગીને૦ ૬

જીવતર ચાલ્યુ જાય છે, જેવુ નદીઓનુ નીર,
ધર્મ ધરો ધરી ધ્યાનને, વાટે વળજેરે વીર જાગીને૦ ૭

આવ્યો અવસર આતમા, ભોળા ભૂલ મા ભૂલ,
બુદ્ધિસાગર મોહબાજીમા, અતે ધૂળની ધૂળ જાગીને૦ ૮

૧૭૬

ભૂલ્યો મન ભમરા તુ ક્યા ભમ્યો-એ રાગ

પામર પ્રાણી ન પારખે, આવ્યો હીરલો હાથ,
કાપી અરે કલ્પવૃક્ષને, ભરે બાવળીએ બાથ પામર૦ ૧

ગર્દભ સાકર શુ કરે, જેને વિષ્ટાથી રાગ;
દ્રાક્ષ લુબને શુ કરે, કાળો કપટીરે કાગ પામર૦ ૨

લાલચથી લલચાય છે, પ્રમદા દેખીને પ્રેમ,
વિરૂવા વિષયમા વ્હાલ છે, નથી નીતિને નેમ પામર૦ ૩

દાન દેવામાં દીનતા, પ્રભુ પૂજયામાં પંગ;
શૂરો છે નિજ સ્વાર્થમાં, ઢોલ જેવા કુઢંગ. પામર૦ ૪

આશાના આધીન છે, દયા દેવ ન દીલ;
સદ્‌ગુરૂ સંત ન સેવતો, જેવો વનનોરે ભિલ્લ. પામર૦ ૫

કસ્તુરીમૃગ ગંધને, લેવા મારેરે દોટ;
કસ્તુરી છે નિજ નાભિમાં, જેની વર્તે ન ખોટ. પામર૦ ૬

ભૂલ્યો પામર પ્રાણીયો, પ્રભુ પરખ્યા ન પ્રેમ;
અંતરૂના અજ્ઞાનથી, હાર્યો હીરલો એમ. પામર૦ ૭

સદ્‌ગુરૂ શરણ કર્યા વિના, જાય જન્મારો ફોક;
બુદ્ધિસાગર મોહ બાજીમાં, ફૂલે દુનિયા ફોક. પામર૦ ૮

૧૭૭

વૈદરભી વનમાં વલવલે—એરાગ.

સેવો સદ્‌ગુરૂ પ્રાણીયા, સંત સેવ્યાથી સુખ;
કોટી જન્મની કલ્પના, ટળે કર્મનાં દુઃખ. સેવો૦ ૧

આદિત્યવારે ઉપાસીએ, રૂડા આતમરામ;
સોમે સમતા શાંતિથી, કરીએ ધર્મનાં કામ. સેવો૦ ૨

શુદ્ધ બુદ્ધ પરમાતમા, બુધવારે સેવ;
ગુરૂવારે ગુણ ગાઇએ, જય જય ગુરૂદેવ. સેવો૦ ૩

શુક્રવાર સોહામણો, સુણો સૂત્ર સિદ્ધાંત;
જાગે જ્યોતિ જ્ઞાનની, ટળે ભવની ભ્રાંત. સેવો૦ ૪

શૂરા થઈએ જ્ઞાનમાં, કીજે સંતનો સાથ;
શનિવારે શુભ આતમા, કીજે હીરો હાથ. સેવો૦ ૫

કહેણી રહેણી સમ રાખીએ, રટો આતમરાય;
બુદ્ધિસાગર ભાવથી, લાગો સદ્‌ગુરૂ પાય. સેવો૦ ૬

---

૧૭૮

વૈદરભી વનમા વલવલે—એ રાગ

સત સમાગમ દોહિલો, દોષો સહુ હરનાર,
સુધરે ક્ષણમા આતમા, પામો ભવજળ પાર સત૦ ૧
નાખો અગ્નિમા લાકડા, તુરત ભસ્મ થનાર,
સત સમાગમ અગ્નિથી, બળે કર્મ વિકાર સત૦ ૨
સ્વપ્નદશા કોટિ વર્ષની, જાગતા તે જાય,
ગગાજળથી નિર્મળા, સદ્ગુરૂનો ન્યાય સત૦ ૩
સ્પર્શમણિના સ્પર્શથી, લોઢુ સોનુ થાય,
રવિ ઉદયે જગમા જુઓ, સર્વત્ર જણાય સત૦ ૪
ઇઅળ ભમરી સગથી, ભમરી પદપાય,
બુદ્ધિસાગર સદ્ગુરૂ, સગત મહિમાય સત૦ ૫

૧૭૯

જાયછે જાયછે જાયછેરે, આ જુવાની ચાલી જાયછે,
પાણીનો રેલો જલધિ ભરતી, આયુષ્ય ઘટતુ થાયછેરે આ જુ૦૧
આકાશે ચાલે વાદળીયો, જેવો વિજળી ચમકારછેરે આ જુ૦ ૨
મનમા જાણે થાઉછુ મોટો, ક્ષણે ક્ષણે ઘટી જાયછેરે આ જુ૦ ૩
માયા ગમા તન ધન દેખી, મૂરખ મન ભરમાયછેરે આ જુ૦ ૪
ફૂલી ફરે ફૂલણજી પેઠે, ગેહમાહિ રગડાયછેરે આ જુ૦ ૫
મનમા જાણે માગ મગખો, જગમા નહી જણાયછેરે આ જુ૦ ૬
ખટપટ લટપટ ઝટપટ કરતો, જમના પાસ પકડાયછેરે આ જુ૦ ૭
શુ લેઇ આવ્યો શુ લેઇ જાઇશ, ફોગટ શુ ફૂલાયછેરે આ જુ૦ ૮
સદ્ગુરૂ દેવને ધર્મ ભજી લે, બુદ્ધિસાગર સુખ થાયછેરે આ જુ૦ ૯

---

૧૮૦

પ્રભુજી તારો વ્હાલો લાગે છે દેદાર—એ રાગ.

નમિ જીન બાળ નમેછે આ આવાર, પાર ઉતારો, પાર ઉતારો;
તારો તારો તારો તારો તારો પ્રભુજી આવાર. નમિ૦ ૧

લાખ ચોરાશી જીવાયોનિ, ભટકયો વાર અનંત;
પુણ્યે માનવ ભવ પામીને, શરણુ ગ્રહ્યું ભગવંત;
પાર ઉતારો પાર ઉતારો તારો તારો તારો તારો તારો,
કરો જયકાર. નમિ૦ ૨

ચાર અતિશય જન્મથકી છે, ઓગણીશ દેવના કીધ;
કેવળ પ્રગટે એકાદશ સહુ, ચોત્રીશ અતિશય સિદ્ધ;
પાંત્રીશવાણી પાંત્રીશવાણી, સુણી સુણી સુણી સુણી સુણી,
લહો ભવપાર. નમિ૦ ૩

ચંદને ચાહે ચાતક પક્ષી, બાળ ચાહે જેમ માય;
તેમ પ્રભુ તુમ દર્શન ચાહુ, બુદ્ધિ કહે જીનરાય;
બાળઉગારો, બાળઉગારો, પ્યારા પ્યારા પ્યારા પ્યારા પ્યારા.
નમિ જીનરાય—નમિ૦ ૪

૧૮૧

અબ તો પાર ભયે હમ સાધુ.

શ્રી સિદ્ધાચલ નયણે નીરખી, સિદ્ધાચલ સુજરૂપ લહ્યુંરી;
ભવ ભય ભ્રમણા ભ્રાંતિ ભાગી, શત્રુંજયગિરિ નામ ગ્રહ્યુંરી. શ્રી૦ ૧

કર્માષ્ટક શત્રુ ભય ભંજન, વિમલાચલ મનમાંહિ વસ્યોરી;
હું તું ભેદભાવ દૂર જાતાં, ધ્યાતાથી નહીં દૂર ખસ્યોરી. શ્રી૦ ૨

સ્થિરપણે તું હૃદયે ભાસ્યો, તુજ દર્શનથી હર્ષ ભયોરી;
અજરામર દુઃખવારક દર્શન, કરતાં મોહ તે દૂર ગયોરી શ્રી૦ ૩

સહુ તીરથનો નાયક તારક, કર્મ નિવારક સિદ્ધ ખરેરી,
અજ અવિનાશી શુદ્ધ શિવકર, વિશ્વાનંદ શુભ નામ ધર્યોરી શ્રી૦ ૪
અનહદ આનંદદાયક નિર્મલ, તુજ પ્રદેશો શાસ્ત્રે કહ્યારી,
જે દેખે તે તુજથી ન જૂદો, આપોઆપ સ્વભાવ રહ્યારી શ્રી૦ ૫
સ્થાવર તીરથ નિશ્ચય તુ છે, ત્રસ પ્રાણી તુજ સેવ કરેરી
સ્થાવર તીરથ પોતે કૌતુક, સંગત તેહવુ રૂપ ધરેરી શ્રી૦ ૬
જંગમ તીરથ ગુરૂમુખવાણી, સુણતા મહાતમ ચિત્ત ગ્રહ્યોરી
નિશદિન તુહિ તુહિ રટણુ કરૂ હુ, મન મંદિરમા તુહિ રહ્યોરી શ્રી૦૭
તીરથ તીરથ કરતો ભટકયો, પણ નહીં આતમ શાંત ભયોરી,
મુક્તિરાજ શાશ્વત ગિરિ દેખી, ભવ દાવાનલ દૂર ગયોરી શ્રી૦ ૮
પાપી અભવી દૂરભવી પ્રાણી, દર્શન સ્પર્શન કબૂ ન કરેરી,
સહજાનંદ તીરથ એ ફરશી, ભવપાથોધિ ભવ્ય તરેરી શ્રી૦ ૯
દ્રવ્ય ભાવથી તીરથ સમજી, સેવો ભાવો ધ્યાન ધરીરી,
સિદ્ધાચલ આદીશ્વર પૂજી, બુદ્ધિસાગર શાંતિ વરીરી શ્રી૦ ૧૦

## ૧૮૨

## ગુહલી

જીરે પરવ પજુસણ આવીયા, તમે ધર્મ કરો નરનાર,
ગુરૂ વાણી સુણો એક ચિત્તથી, જેથી પામો ભવ જલપાર જીરે૦ ૧
દેવ દર્શન ટંક દો કીજીએ, પ્રભુ પૂજા કરીએ સાર,
પાપારંભના કામો ટાળીએ, કરો ધર્મતણો વ્યાપાર. જીરે૦ ૨
આઠ દિવસ પુણ્યે પામતા, કરો શક્તિપણે ઉપવાસ,
શીલ પાળીએ શુભ ભાવથી, કદિ જૂઠુ ન બોલીએ ખાસ જીરે૦ ૩
પડિક્કમણુ દો ટંકનુ કરો, નહીં રમીએ મોહે જુગાર,
વારવાર પજુસણ નહીં મળે, લહી માનવનો અવતાર જીરે૦ ૪

જેવું કરશો તેવું પામશો, જાણો આ સંસાર અસાર;
જીવ એકલો આવ્યો એકલો, જશે પરભવમાં નિર્ધાર. જીરે૦ ૫

પાપ કર્મ કરી ધન મેળવ્યું, તેતો સાથ ન આવે લગાર;
ચેત ચેત ચેતાવું જીવડા, તને સાન ન આવે લગાર. જીરે૦ ૬

ઘડી લાખ ટકાની વહી જશે, નહીં મળશે ટાણું ગમાર;
રૂડું પર્વ પજુસણ સેવતાં, બુદ્ધિસાગર જગ જયકાર. જીરે૦ ૭

૧૮૩

શામળીયાની પાઘડી એ—રાગ.

દેખો દેહ દેરાસર માંહિ, પરમ દેવ આતમા,
વન્દો વન્દોરે ભવિક સુજાણ, ઉઠી પરભાતમાં;

દેહ દેરાસર દીપતું રે, તિર્થ્છા લોક મઝાર,
લોકાકાશની પેઠે તેનો, વર્તે છે આકાર. પરમ૦ ૧

મતિ શ્રુત દો આંખે કરીરે, દેખો સમકિત દ્વાર;
પેસંતાં તેમાં ભલારે, દીઠા દેવ જયકાર પરમ૦ ૨

બે કર જોડી વન્દીએરે, વીર્યોલ્લાસ વધંત;
અષ્ટ પ્રકારી પૂજનારે, કીજે મન એકંત. પરમ૦ ૩

ઉપશમ જલ કલશે ભરીરે, પ્રેમે કરો પખાલ;
અકિંચનતા કેશરેરે, પૂજો પરમ દયાલ. પરમ૦ ૪

ઉદાસીનતા પુષ્પનીરે, ગુંથી માળ ચઢાવ;
ધ્યાન ધૂપ પ્રગટાવીનેરે, મોહ અશુચિ હઠાવ. પરમ૦ ૫

જ્ઞાનદીપ પ્રગટાવીએરે, થાય મહા ઉદ્યોત;
સંયમના શુદ્ધ સ્વસ્તિકેરે, મળશે જ્યોતિમાં જ્યોત. પરમ૦ ૬

અનુભવ રસ નૈવેદ્યથીરે, પામો સુખ અનન્ત;
શિવફલ પૂજન સેવનારે, જે કરશે તે મહંન્ત. પરમ૦ ૭

રૂપારૂપી સ્વરૂપથીરે, શક્તિ અનન્ત સદાય;
વૈખરીથી ગાવતાંરે, વચન અગોચર થાય. પરમ૦ ૮

પુષ્ટાલમ્બન જાણીએરે, સૂત્ર સિધ્ધ સુખકાર,
જિન પ્રતિમા જિનવર સમીરે, પૂજો ધરી વ્યવહાર પરમ૦ ૯

નિમિત્ત કારણ સેવતારે, ઉપાદાન શુદ્ધ થાય,
નય સાપેક્ષે માનતારે, જિન શાસન જયકાર પરમ૦ ૧૦

ઉપાદાન સમરે યદારે, આપો આપ પૂજાય,
બુદ્ધિસાગર સુખ લહેરે, ચિદાનન્દ ગુણગાય પરમ૦ ૧૧

-૧૮૪

લગા કલેજે છ'દ ગુરોકારે—એરાગ

ભયા અનુભવ રંગ મજીઠારે, ઉમકી બાત ન બચને થાતી
વીર ગ્મકો તો અનુભવ જાણે, મર્દ જનોકી છાતી,
પતિવ્રતા પતિવ્રતકુ જાણે, કુલટા લાતો ખાતી ભયા૦ ૧

શાબ્દિક તાર્કિક પણ્ડિત છાકે, તે પણ વહા જઈ થાકે,
શબ્દતીર પણ જ્યા નહિ પહોચે, શબ્દ વેધીના તાકે ભયા૦ ૨

ગર્ભ માહિ તો બોલતાને, બહિર જન્મ તબ મૂગે,
મૂગે ખાયા ગોળ ઉસકી, બાત કણૂ ન કરેગે ભયા૦ ૩

જાણે સો તો કણૂ ન કહેવે, પરમારથ તસ સચ્ચા,
બુદ્ધિસાગર સદ્ગુરૂ સગે, પક્કા રહો નહિ કચ્ચા ભયા૦ ૪

૧૮૫

લગા કલેજે છદ ગુરોકારે—એ રાગ

શૂરાની ગત શૂરા જાણેરે, ત્યાતો કાયર થરથર કપે
કથા પુરાણી બહુ કરેરે, ગમ ગમ કીર જપે,
પરમારથ પામે સો પૂરા, નહીં વળે કઇ ગપ્પે શૂરાની૦ ૧

અવિહડ પ્રીત પતિશુ લાગી, નિદ્રા ગઇ અબ ભાગી,
જલ બીન મીન રહે ન વિખૂટુ, રાગ ગયો પણ રાગી શૂરાની ૨

કાન આંખ બિન મારો વાલ્હમ, સુણતો ને વળી નિરખે;
રૂપાતીત પણ મ્હારો સ્વામી, રૂપારૂપીકું પરખે. શૂરાની૦ ૩
સહજ સ્વભાવે અનુભવ રસકું, પીતાં ચઢે ખુમારી;
બુદ્ધિસાગર કોટિ પ્રયત્ને, ઉતરે નહીં ઉતારી. શૂરાની૦ ૪

૧૮૬

લગા કલેજે છંદ ગુરોંકારે—એ રાગ.

ભિક્ષુક હોકર કરી ભવાઈરે, ઠેર ઠેર આશા કીધ સગાઈ.

ભટકત ભટકત ભૂલો પડિયો, ઠામ સ્થિર નહીં ઠરિયો;
રાજા પોતે ભિક્ષુક ભ્રમણા, બુદ્ધિ દુઃખનો દરિયો. ભિક્ષુ૦ ૧
માગે તેને કદી ન મળશે, મળશે તે નવી રહેશે;
આપ આપકા ખોજે ઘટમાં, આનન્દ અનહદ લેશે. ભિક્ષુ૦ ૨
ધ્યાન સમાધિ ઘટમેં લાગે, ક્ષુધા પિપાસા ભાગે;
રંગાએ તે કદિ ન રાગે, શ્વાસોચ્છ્વાસે જાગે. ભિક્ષુ૦ ૩
આશા તૃષ્ણા જોર હઠાવી, ચિત્ત નિજ પદમાં રાખે;
બુદ્ધિસાગર ભિક્ષુક સચ્ચા, અનુભવ અમૃત ચાખે. ભિક્ષુ૦ ૪

**પદ.**

૧૮૭

લગા કલેજે છંદ ગુરોંકારે–એ રાગ.

ઘટ ખોજ્યા બિન પાર ન આવેરે, દોડત દોડત મનની દોટે.

પુસ્તક શોધ્યા વાયુ રોધ્યા, પડી ખબર નહીં ઘરકી;
સદ્ગુરૂ સંગે રહો ઉમંગે, લહો ખબર અન્દરકી. ઘટ૦ ૧
જ્યાં ત્યાં માથું મારીનેરે, ભૂલ્યો ભમે પરઘેર;
જડમાં નિજને શોધતોરે, અહો મહા અન્ધેર. ઘટ૦ ૨
મૃગલો કસ્તુરીની ગંધે, આડો અવળો દોડે;
ભ્રમણાએ ભૂલ તે છે મોટી, તોડે સો નિજ જોડે. ઘટ૦ ૩

પરનો કર્ત્તા પરનો હર્ત્તા, નિજ ગુણ સ્હેજે ધર્તા,
આપ સ્વરૂપે આપ પ્રકાશે, સમજે સો જન તરતા ઘટ૦ ૪

આતમ રૂચિ ગુરૂગમ કુચી, લહી ઉઘાડો તાળું,
બુદ્ધિસાગર અવસર પામી, નિજ ઘરમા ધન ભાળુ ઘટ૦ ૫

૧૮૮

લગા કલેજે છદ ગુરોકારે–એ રાગ

સુણ નિજ દેશી બચન હમારારે, આથી ભમતો તુ પરદેશે
પરદેશે ગાળે દિન કલેશે, ઘડી ન સુખ વિશ્રામા,
તડકે છાયે સુખ નહિં કયાયે, ઠરતા નહિ એક ઠામા સુણ૦ ૧

સગા સબંધી નિજ ઘર ભૂલ્યો, પરઘર દુખમા ડૂલ્યો,
દુખમા સુખની આશ ધરીને, ફોગટ ફૂલણ ફૂલ્યો સુણ૦ ૨

નિજ ઘર નારી રોતી ભારી, તેને તે વિસારી,
દુખમા દિવસ ગાળે ગરીબડી, ગઇ અક્કલ ક્યા તારી. સુણ૦ ૩

લાખ ચોરાશી બજારમાહિ, ભમીશ ઘાટોઘાટે,
બુદ્ધિસાગર અવસર પામી, વળજે નિજ ઘર વાટે સુણ૦ ૪

૧૮૯

લગા કલેજે છદ ગુરોકારે–એ રાગ

ગુરૂ વિના કોઈ જ્ઞાન ન પાવેરે, વાચો પુસ્તક પોથી પાના,
ગુરૂની શ્રદ્ધા ગુરૂની ભક્તિ, ગુરૂ આજ્ઞા દિલ રાખે,
કુગુરૂનો ભરમાવ્યો ભમે નહિ, સો અનુભવ રસ ચાખે ગુરૂ૦ ૧

ઉપરથી ગુરૂ નામ ધરાવે, મનમા નહીં વિશ્વાસા,
આપ મતિથી મનમા મ્હાલે, તે નહીં ગુરૂકા દાસા ગુરૂ૦ ૨

માથા સાટે માલના જેવી, ગુરૂની ભક્તિ કરતા,
ગુરૂ વચનામૃત પીતા પ્રાણી, અનુભવ સુખડા વરતા ગુરૂ૦ ૩

કાલાદિક સામગ્રી પ્રમાણે, વર્તે સજ્જન પ્રાણી;
બુદ્ધિસાગર કોઇક વિરલા, સમજે ગુરૂની વાણી. ગુરૂ૦ ૪

૧૯૦

લગા કલેજે છંદ ગુરોંકારે—એ રાગ.

શુષ્ક જ્ઞાન શું કરી શકેરે, પાંખો બિન ચાલે નહીં પંખી.
તર્ક વિતર્કે વાદ વિવાદે, આપ મતિને થાપે;
અંધારે અથડાણા લોકો, શુદ્ધ માર્ગ ઉત્થાપે. શુષ્ક૦ ૧

સત્ય માર્ગ નહીં દીલમાં સૂજે, ગુરૂ વચને નહીં બૂજે;
બ્રહ્મની વાતો કરતા મિથ્યા, પક્ષ તાણમાં ઝૂઝે. શુષ્ક૦ ૨

પરમારથ હેતુ નવી જાણે, શંકાથી મન ડોળે;
ગહન વાતને સત્ય જ્ઞાનની, યુક્તિથી કોઇ તોળે. શુષ્ક૦ ૩

કરવાનું તે દીલ ન ધરતા, બ્રહ્મ જ્ઞાની થઇ ફરતા;
જેમ સોજાથી જાણે જાડો, તેમ નિજને અનુસરતા. શુષ્ક૦ ૪

પુરૂષાર્થને પ્રેમે પકડે, નહીં પ્રીતિ જસ ઝઘડે;
બુદ્ધિસાગર આતમ જ્ઞાને, પોતાનું નહિં બગડે. શુષ્ક૦ ૫

૧૯૧

કોઈ ભેદ અગમરા બૂજે, વાકું પરમબ્રહ્મ ઝટ સુજેરે હેજી-એ રાગ.

કોઇ નિજગુરૂ ઘટમાં બૂજે, વાકુ અગમ પંથ ઝટ સુજેરે, હેજી

સદ્‌ગુરૂ સાહિબ ઘટમાં સમજી, લેના ઉસકા નામા;
અનામીકા કોઇ નામ ન જાણે, સો પરમાતમ રામા. કોઇ૦ ૧

શ્વાસોશ્વાસે નિશદિન સમરો, રહી ધ્યાને ગુલતાના;
અલખ નિરંજન નિર્ભય દેશી, દેખે સો મસ્તાના. કોઇ૦ ૨

લગી સમાધિ મિટગઇ વ્યાધિ, જ્યોતિ જ્યોત મિલાયા;
રત્નત્રયીની સ્થિરતા છાજે, સોહિ ચરણ પરખાયા. કોઇ૦ ૩

ગગન મણ્ડલમે નોબત બાજે, જલધર નભજ્યુ ગાજે,
તાળી અનુભવ રસકી લાગી, તખ્તે સ્વય બિરાજે કોઇ૦ ૪
સ્થિરતા સુખમા હ સા ખેલે, ભેદ તસ વિરલા લેતા,
બુદ્ધિસાગર આત્મ ઉજાગર, દશા લહે તે ચેત્યા કોઇ૦ ૫

૧૯૨

આતમ તત્ત્વ અનાદિરે, આદિ સિદ્ધપણે તસ પાઉં,
નિશ્ચય નયથી નિર્લેપી જે, આપ સ્વરૂપે ગાઉં આતમ૦ ૧
ભૂલ્યો પણ તે નહી ભૂલાએ, ચિદાનન્દ પદવાસી,
કાશી જમના ગ ગા ઘટમા, મિટ ગઇ ઉદાસી આતમ૦ ૨
જ્ઞાતા જ્ઞેયને જ્ઞાન ત્રિપુટી, નિત્યપણે પ્રકાશી,
જન્મ મરણની દુગ્ધા મિટ ગઈ, દિલવર્તી ઉદાસી આતમ૦ ૩
સહુ ઋદ્ધિ મુજ ઘટમા ભાસી, કોને દઉ સાબાશી,
બુદ્ધિસાગર આતમ જ્ઞાને, મિટે સકલ દુ ખ રાશી આતમ૦ ૪

૧૯૩

રૂષભ જીનેશ્વર પ્રીતમ માહરોરે—એ રાગ

અનન્ત અનુપમ ગુણમય મૂરતિજી, શ્રી મહાવીર જીણ દ,
સ્થાપન નિક્ષેપે ગુણ સ્મૃતિ હુવેજી, વાચક વાચ્ય સ બ ધ અ૦ ૧
વાચ્ય લક્ષ્ય અર્થે ગમ કેમ પડેજી, જો નહિ શબ્દનો વૃન્દ,
શબ્દ શક્તિ વાચ્યાર્થે માનતાજી, સ્થાપન સિદ્ધ સ બ ધ અ૦ ૨
નામ અરિહ ત અક્ષર સ્થાપનાજી, મૂર્તિ પણ લેખાય,
પ્રતિમા અરિહ ત શબ્દે સામ્યતાજી, ત્યાગ ગ્રહણ કેમ થાય ? અ૦ ૩
ભાવ જિનેશ્વર ભાવી વન્દીએરે, શ્રી લોગસ્સ મઝાર,
ઉપબાદિક વારે જિન દ્રવ્યથીરે, આરોપણ સુખ સાર અ૦ ૪
કારણ કાર્યપણે અવલોકીએજી, ભાવ નિક્ષેપા હેત,
કારણ વિણ કારજ કહો કેમ હુવેજી, વાચક વાચ્ય સમેત. અ૦ ૫

સદ્વસ્તુ ચઉ નિક્ષેપે ખરીજી, પુષ્ટાલંબન હોય;
ઉપાદાન શુદ્ધિ પ્રતિમા થકીજી, કરો ન સંશય કોય. અ૦ ૬

મનોવૃત્તિ જેવી મનની હુવેજી, તેવી ફળની આશ;
ઉપાદાન શુદ્ધિ ભવિ જીવનીજી, નિમિત્ત કારણ ખાસ. અ૦ ૭

નામ નામ શ્રી વીરનું માહરેજી, આલંબન સુખકાર;
બુદ્ધિસાગર પામર પ્રાણીનેજી, જિનપ્રતિમા આધાર. અ૦ ૮

૧૯૪

અવળી વાણી.

પીપળાના ઝાડપર બેઠાં પંખી દોયરે;
તેમાં ગુરૂ ચેલો એક જ્ઞાનથી જોયરે. જીજીજી૦ ૧

અગ્નિમાંથી જળ પ્રગટ્યું, નભ પહોંચ્યાં પાણીરે;
ગાયની કુખેથી મોટી, સિંહણ વીઆણીરે. જીજીજી૦ ૨

દોનારીને ખીલો હુવે, ભેંસ બેઠી રૂવેરે;
સતી તો વેશ્યાને ખાટે, જુગારીથી સુવેરે. જીજીજી૦ ૩

રાજાતો પ્રજાથી બીવે, અંધારૂંતો દીવેરે;
અજવાળુંતો અંધદેખે, સૈને સોય સીવેરે. જીજીજી૦ ૪

તિલોતો ઘાણીને પીલે, ઊલટી એ વાણીરે;
બુદ્ધિસાગર ત્યાં શું જાણે, દુનિયા દીવાનીરે. જીજીજી૦ ૫

૧૯૫

અવળવાણી.

લુંટાતો ધોળે દહાડેરે, ચૌટા વચ્ચે રાજા ખરો,
જુએ છે અન્ધ આંખેરે, સ્વામિજીની વ્હારે ચઢો;
ક્રૂર લુંટાયા શૂર લુંટાયા, રંક અને શ્રીમાન્,
પેટ ભરીને શેઠ લુંટાયા, નાગરને નાદાન;
મારો સ્વામી લોળોરે, પીડા એની દૂર કરો. લુંટાતો૦ ૧

ખિલ્લી પાછળ ઉંદર ધાયો, ઘાસ ઢોરને ખાય,
શિલા ધોળીને ધૂવે ત્યા, આરો કૌતુક પાય,
ભૂમિપર મીન ચાલેરે, અગ્નિએ બળે પાણી ઝરો  લુટાતો૦ ૨

શિષ્ય ગુરૂને નિત્ય ભણાવે, વાનર ભણતો વેદ,
નાટકીયાને દુનિયા પૂજે, મોટાને મન ખેદ,
બુદ્ધિસાગર સમજીરે, માયા મહોદધિ તરો  લુટાતો૦ ૩

૧૯૬

અલખ દેશમે વાસ હમારા—એ રાગ

અજપા જાપે સુરતારે ચાલી, ચઢી ગગન ગઢ રંગણી,
ઝળહળ ઝળહળ જ્યોતિરે ઝળકી, દુગ્ધા ભવકીરે વિસરગણી
અજપા૦ ૧

અવઘટ ઘાટે અવળી વાટે, ચડી ડુંગરપર જા બેઠી,
અસખ્ય પ્રદેશી શિવના દર્શન, કરવા દેવળમા પેઠી  અજપા૦ ૨

નિરાકાર નિ સગી નિર્મલ, આતમ દેવકુ વહા દીઠા,
સિદ્ધ સનાતન નિર્ભય દેશી, શુદ્ધ સ્વભાવે જે મીઠા  અજપા૦ ૩

અસખ્ય પ્રદેશી પરમાતમ સો, વીતરાગ જિન પદધારી,
પરમેષ્ઠિ મય પરગટ પોતે, તખતેરે બેઠા નિર્ધારી  અજપા૦ ૪

નામ કહુ તો નામ ન તેનુ, બહુ નામી જગમા ભાળુ,
ગુરૂ સગને અનુભવ પાયા, ઉઘડયુ માયાનુ તાળુ  અજપા૦ ૫

લોકાલોકનો ભાનુ ઝળકયો, નાઠુ માયા અધારૂ,
બુધ્ધિસાગર જોતા જાગી, શુ જગ મારૂ ને તારૂ  અજપા૦ ૬

---

૧૯૭

વાણીયારે મન માયા લગાડી મત જાજોરે વેપારી—એ રાગ.

આતમારે મન પ્યારા લાગીરે તારી પ્રીતડી વૈરાગી,
યોગીરે યતિજન તને શોધતારે આતમારે;
ગુણો અવિનાશી કેરા ગાયરે વૈરાગી. આતમા૦ ૧

સાત નયોનું દુર્બીન કરીને આતમારે;
તેથી દેખુંરે ગુણ ધામરે વૈરાગી. આતમા૦ ૨

રત્ન ભરેલી પેટી પારખીરે આતમારે;
તાળાં ખોલીને ધન દેખિયું વૈરાગી. આતમા૦ ૩

ઉગ્યોરે સૂરજ જ્ઞાન દીપતોરે આતમારે;
માયા અંધારૂ નાઠું દૂરરે વૈરાગી. આતમા૦ ૪

જાગોરે યોગીજન મુનિ ચિત્ત ધરીરે આતમારે;
ત્યાગી સંન્યાસી ફકીરરે વૈરાગી. આતમા૦ ૫

માયાના સાગરને જાઓ તરીરે આતમારે;
બુદ્ધિસાગર પેલે પારરે વૈરાગી. આતમા૦ ૬

૧૯૮

આતમ દૃષ્ટિ નિજગુણ સૃષ્ટિ પ્રગટી વિઘટી માયા;
છાયા ત્યાં તક સાથ રહે છે, જબતક વર્તે કાયા. આતમ૦ ૧

આત્મા અસંખ્ય પ્રદેશી પોતે, આપોઆપ નિહાળુ;
શુધ્ધ નિરંજન આતમ રાયા, હું પોતાને તારૂં. આતમ૦ ૨

જ્યાં ત્યાં ગોતે પરને પોતે, ભવ ભ્રમણામાં ભૂલી;
સદ્ ગુરૂ કરૂણા દૃષ્ટિ થાતાં, અંતર નૈનાં ખુલી. આતમ૦ ૩

પોતાનાથી ભિન્ન ન પોતે, ભિન્નાભિન્ન સ્વરૂપી;
રૂપારૂપી જ્ઞેયથી ન્યારો, છે સ્યાદ્વાદ સ્વરૂપી. આતમ૦ ૪

શ્રદ્ધા સત્ય સ્વરૂપે ભાસી, નિજને પર પ્રકાશી;
ક્ષાયિક ભાવે શિવસુખ દાયક, ઘટમાં ગંગા કાશી. આતમ૦ ૫

નિજ ઉપયોગે ગુણુનો ભોગી, નહિ રાગીને રોગી,
પરને પોતાનુ માનીને, કેમ બનુ હુ શોગી આતમ૦ ૬

જાતિ ભાત ન લિંગ ન વેદી, શબ્દ થકી હુ ન્યારો,
બુદ્ધિસાગર અવસર પામી, ભવી આતમને તારો આતમ૦ ૭

૧૯૯

આજ ભાગ નયણા સફલ થયા—એ રાગ

મનના મનોરથ સવી ફળ્યા, શ્રી સિદ્ધાચલ દેખી,
અનુભવ આનદ ઉછળ્યો, અધ શ્રદ્ધા ઉવેખી મન૦ ૧

સહજાનદ શ્રીનાથજી, વિશ્વાનદ વખાણો,
શત્રુજય શાશ્વત ગિરિ, તીન ભુવનનો રાણો મન૦ ૨

મુક્તિરાજ વિજયી સદા, અજરામર સુખવાસી,
વિમલાચલને વદતા, મટે સકલ ઉદાસી મન૦ ૩

પાપી દુરભવી પ્રાણિયા, દેખે નહિ શુદ્ધ સ્થાન,
ગુરૂ ભક્તિમત પ્રાણીઆ, પામે અમૃતપાન મન૦ ૪

દ્રષ્ટા દ્રશ્યપણું વરે, થાય પૂજક પોતે,
રત્ન ચિંતામણિ હસ્તમા, ક્યા તુ અન્યમાં ગોતે મન૦ ૫

દર્શન દુર્લભ તાહરા, વિરલા કોઇ પામે,
બુદ્ધિસાગર ધ્યાવતા, મળિયા નિશ્ચય ઠામે મન૦ ૬

૨૦૦

અજિતજિણદશુ પ્રીતડી—એ રાગ

શાંતિ જિનેસર વદના, પૂર્ણાનદીહો સાસય સુહઠાણુ,
અપ્પડિહય શાસનધર, શિરે ધરતાહો તિહુઅણ જન આણ શાં૦ ૧

નિયસત્તા પ્રગટી કરી, પરમતાહો નિજથી કરી દૂર,
સાઇ અનત અખયટ્ઠિઇ, શુદ્ધ લબ્ધીકો ભોગી ભરપૂર શાં૦ ૨

કમ્મકટ્ટયની વગ્ગણા, નાસંતાંહો નિમ્મલ નિવ્વાણ;
કેવલનાણ દિવાયરૂ, જ્યોતિજ્યોતેહો મળિયા ગુણખાણ. શા૦ ૩
મનમંદિર મેળાપથી, મુજ સત્તાહો તુજ સરખી થાય;
બુદ્ધિસાગર સેવના, સાધ્ય સિદ્ધિહો સાધક પરખાય. શાંતિ૦ ૪

૨૦૧

ભલા જગ કોઇક મુજકું ધ્યાવે;
કોઇક ગાવે કોઇક ધ્યાવે, મુજઘર કોઇક આવે. ભલા૦ ૧
નાચ નચાવે કોઇક મુજકું, ભિક્ષા કોઈ મગાવે;
કોઇક મ્હારી યાદ ન પાવે, ગમનાગમન કરાવે. ભલા૦ ૨
જાપ જપે કોઈ મ્હારે હેતે, કોઇક ટીલાં તાણે;
મતવાદી મતવાદમાં તાણે, તાણે પણ નહીં જાણે. ભલા૦ ૩
શાબ્દિક 'તાર્કિક પણ્ડિત મોટા, તે પણ મુજને શોધે;
મત મતાન્તર ઝઘડે પડીયા, વિરલા કોઇક બોધે. ભલા૦ ૪
નિરપેક્ષાએ વ્યાપક માને, વ્યક્તિથી તે ભૂલે;
અણુસમ આતમ કોઇક માને, તે પણ ભવમાં ઝૂલે. ભલા૦ ૫
કર્મ સહિતને કર્મ રહિત એમ, સ્યાદ્વાદથી પેખે;
અષ્ટપક્ષથી અસંખ્યપ્રદેશી, જ્ઞાને જ્ઞાની દેખે. ભલા૦ ૬
વ્યક્તિથી નહિ વ્યાપક આતમ, દેહ પ્રમાણે જાણે;
જ્ઞાને વ્યાપક સાપેક્ષે સહુ, જ્ઞાની મનમાં આણે. ભલા૦ ૭
ત્રાણી કાયાથી હમ ન્યારા, પંચભૂત નહીં મારા;
બુદ્ધિસાગર અન્તરૂ શોધે, ગ્રહી ગુરૂગમ આધારા. ભલા૦ ૮

૨૦૨

કોઈ એક ભુમીયાંને ભાવેરે આંબો અમર છેજી-એ રાગ.

કોઇ એક યોગિયો વિચારેરે, આતમ અમર છેરેજી,
જરા વિચારી દેહનગરીમાં જુવો ત્યારે;

અનુભવ આતમ જડશેરે હેજી,
અસખ્યપ્રદેશી તખતે બેઠો, જ્ઞાનિજન હાથમાહિ ચડશેરે
આતમ૦ ૧

કાયા મન વાણી થકી જૂદો પાડી ધરો ઘટ,
ધ્યાન સદા સુખ વાસીરે હેજી,
ગગા યુમના તીર્થ સગ્સ્વતી, અન્તર્ પ્રગટે કાશીરે આતમ૦ ૨

દિલ દરિયામા જુવો અમર દીવો છે ભાઇ,
કબ હુ ન કાળે ઓલવાયોરે હેજી,
તીન ભુવન જસ અદર ભાસે, તેહિ તુ અલખ લખાયોરે આ૦ ૩

નહિ નામ રૂપ જેના જ્યોતિરૂપ તેતો સહિ,
નિજમા નિજ પરખાયોરે હેજી,
નિર્ભય દેશી શુદ્ધ પ્રદેશી, જ્ઞાનિજન મોહિ ખતલાયોરે આ૦ ૪

ધરી ધ્યાન એક તાન લહી નિજ ઘર ભાન,
મોહિ ગુરૂને મોહિ ચેલારે હેજી,
બુદ્ધિસાગર તુ નિજ ઘર રમજે, સમજે તેની છે આ વેળા આ૦ ૫

૨૦૩

અસખ્યપ્રદેશી ક્ષેત્ર તારૂ, ઉપદેશ વૃષ્ટિ ધાર ॥ આતમ ॥
હારે વીરા આજનો દિન રળીયાત હેજી૦ ૧

ક્રિયાની કરી કોદાળીને, વિવેક બાધો પાળ આતમ ॥
હારે વીર અલખના બીજ વવરાવ હેજી અસ૦ ૨

વાડ કરો સમકિતની ત્યા, સદ્ગુરૂ ટોયો મેલ આતમ ॥
હારે વીરા નગુરા પખી ઉડાડ હેજી અસ૦ ૩

અનુભવ રસની પુષ્ટિ થાતા, પાકી ખેતી પૂર આતમ ॥
હારે વીર સઘળી ફળી તબ આશ હેજી અસ૦ ૪

આત્મ ધર્મની ખેતી પાકી, ભાગી ભવની ભૂખ આતમ ॥
હારે વીર ચૂકવ્યા દેવા તેણીવાર હેજી અસ૦ ૫

આપસ્વભાવે થઇ ગયો ત્યાં, જીવ તે શિવ સ્વરૂપ આતમ !!
હાંરે વીરા બુદ્ધિસાગર ગુણ ગાય. હેજી. અંસ૦ ૬

૨૦૪

અલખ લહેરો લાગીરે, અગમરૂપ દર્શાયું;
માયાનાં તાળાં ખૂલ્યાંરે, અંતર્ધન પરખાયું. અલખ૦ ૧

[1]નાભિ કમલમાં નિરખી નયણે, [2]ઝળહળ ઝગમગ જ્યોત;
ચડી [3]શિખર પર જોતાં જોતાં, થયો મહા ઉદ્યોત,
અંધારે અજવાળુંરે, બ્રહ્મગુફામાં જણાયું. અલખ૦ ૨

દૂધમાં દૂધ પાણીમાં પાણી, જોતાં જાણી જુદાઇ;
પંચ ભૂતથી ન્યારો આતમ, જૂઠી દેહ સગાઈ;
તલમાંથી તેલ કાઢ્યુંરે, ઘાણીની સંગ કચરાયું. અલખ૦ ૩

ચાલે હાલે ખાવે પીવે, કબૂ ન ભૂલે ભાન;
વ્યવહારે વ્યવહરતો દિસે, અંતરમાં સુલ્તાન,
અંધા ન દેખે આંખેરે, બહેરાની આગળ બહુ ગાયું. અલખ૦ ૪

ઘૂકબાલને દિવ્ય દૃષ્ટિ થઇ, દિવાકર દેખાય;
કુટુમ્બ આગળ સત્ય કહે પણ,ગાંડુ તેહ ગણાય,
બુદ્ધિસાગર તેવુંરે, મારાતો મન સમજાયું. અલખ૦ ૫

૨૦૫

અલખ દેશમેં વાસ હમારા—એ રાગ.

અવઘટ ઘાટ ઓળંગી હમને, બ્રહ્મગુફામેં વાસ કીયા;
માયા મમતા સબ પરહરકે, દેશ હમારા જીત લીયા. અવઘટ૦ ૧

ત્રિવેણીના તીરે ન્હાઇ, પાપ પંક સબ ડાર દિયા;
ભેદી ષટ્ ચક્રોકા મારગ, ધર્મ રત્ન ઉપાય લીયા. અવઘટ૦ ૨

---

સ્વ ટિપ્પણ.

૧ નાભિકમલમાં ( ત્રાટક ) ૨ ઝલહળ જ્યોત ( આત્મ ઉપયોગ ).
૩ શિખરપર. ( બ્રહ્મરંધ્રમાં આત્મોપયોગ ધારા )

ારા માગ્ગ ન્યાગ સબમે, પણ શિવ મારગ નહિં ન્યાગ,
ીતગગકા બચન પ્રમાણે, સમજે તો જગકુ પ્યાગ અવધટ૦ ૩
ચ્ચા હમ કહેતે હૈ છાના, સમજે જ્ઞાની મસ્તાના,
મસ્તાનાકા મારગ મુક્તિ, શુ જાણે તે દીવાના અવધટ૦ ૪
ીર્થંકગ્કી બાણી દોરી, પકડ ચઢો મુક્તિ મહેલે,
ારગ સચ્ચા સાહિબ સચ્ચા, વિશ્વાસા તુ ધગ દીલે અવધટ૦ ૫
ત્ય સુનાયા જે હમ પાયા, ગુરૂગમતા લેજો જ્ઞાની,
મકિતી મદ્ગુરૂ પ્રતાપે, બાત રહે નહિ કો છાની અવધટ૦ ૬
ન ધન જગમા એવા સતો, સગત તેની બહુસારી,
ુદ્ધિસાગગ ચઢતે ભાવે, હુ જાઉં તમ બલિહારી અવધટ૦ ૭

## ૨૦૬

### યોગ પદ

ગગન[1] તખ્તપર ઝગમગ જાગી, જ્યોત[2] જરૂગ જયકારીરે હેજી,
ઝગ્મગ ઝગ્મગ[3] મેહુલા વગ્મે, ચમકી[4] વિજળી મારીરે હેજી૦
સતો મારો અલખ[5] જોગીશ્વર જાપ, જપે ત્યા,
મોઠહ મમોવડ ભારીરે હેજી૦ ૧
જુગો જુગકી વૂન લગાઈ, આમન આશા મારીરે, હેજી૦
કર્મ લાકડા મર્વ જલાકાગ, ભસ્મ શરીગ પગ ડારીરે હેજી મ૦ ૨
અતગ આતમ પગ્માતમકી, ભાગ ઘૂટકગ પ્યારીરે, હેજી૦
મન પ્યાલામે ભરકગ પીતા, ઘટમા ચઢી ખુમારીરે હેજી મ૦ ૩
સબને ન્યારા સબ હમમાહિ, માયા હમમે ન્યારીરે, હેજી૦
દુનિયાદારી દુ ખ કગ્નારી, ત્યાગી સબકી યારીરે હેજી સ૦ ૪

---

સ્વ ટિપ્પણું

૧ ગગનતખ્ત ( આત્માના અમખ્યપ્રદેશ ) ૨ જ્યોતિ ( કેવલ ઉપયોગ ) ૩ ઝગમગ મેહુલા વગ્મે ( આનદની ધારા ) ૪ ચમકી વિજળી ( સ્વસ્વ ઉપયોગ અલખ જોગી આત્મા )

ધ્યાન ગુફામેં નિશદિન રહેણા, કોઈકું કાંઈ ન કહેણારે; હેજી૦
અનુભવ અમૃત ક્ષણ ક્ષણ પીના, કાંઈ ન લેના દેનારે. હેજી. સં૦ ૫
નિર્ભય દેશે આવો મારા સંતો, આનંદકી તૈયારીરે; હેજી૦
બુદ્ધિસાગર સંતો ખેલે, ધ્યાનદશા ગ્રહી સારીરે. હેજી. સંતો૦ ૬

૨૦૭

શ્રી સીમન્ધર સ્વામી વીનતિ સાંભળો,
ભરત ક્ષેત્રમાં ધર્મવૃક્ષ છેદાયજો;
કેવલજ્ઞાની વિરહે જિનની વાણીમાં,
સંશય પડતાં મત મતાંતર થાયજો. શ્રી સીમંધર૦ ૧

નિન્હવ પ્રગટ્યા હઠ કદાગ્રહ જોરથી,
કરી કુયુક્તિ થાપ્યા નિજ નિજ પક્ષજો;
અલ્પ બુદ્ધિથી નિર્ણય કો ન કરી શકે,
નિર પક્ષી વિરલા કોઈ હોવે દક્ષજો. શ્રી સીમંધર૦ ૨

કોઈક મતિમાં આવે તેવું માનતા,
પંચાંગીનો કરતા કોઈક લોપજો;
દ્રષ્ટિ રાગમાં ખૂંચ્યા કેઈક બાપડા,
પંચ વિષનો વ્યાપ્યો છે મહાકોપજો. શ્રી સીમંધર૦ ૩

આભિ નિવેશિક જોરે જૂઠું બોલતા,
થાપે મોહે વ્યાપ્યા નિજ નિજ પંથજો;
સંઘ ચતુર્વિધ માંહિ ભેદ ઘણા પડ્યા,
ઉત્થાપે કેઈ અધુના નહિ નિર્ગ્રન્થજો. શ્રી સીમંધર૦ ૪

કેઇક કિરિયા વાદી જડ જેવા થયા,
કેઇક રાખે અધ્યાતમીનો ડોળજો;
ગ્રહે એકાંતે જ્ઞાન કિયાના પક્ષને,
પાખંડે ચલવે કૈ મોટી પોલજો. શ્રી સીમંધર૦ ૫

ભદ્રબાહુ સ્વામી આદિ શ્રૂત કેવલી,
પરંપરાથી આવે જે શ્રુત જ્ઞાનજો;

પરમ્પરા ઉત્થાપક લોપે તેહને,
કરીને વિરૂધ્ધ ભાષણ વિષનુ પાનજો શ્રી સીમધ૦ ૬

ઈત્યાદિક જાણો છો જિનજી જ્ઞાનથી,
કરજો સ્વામી દુષમ કાળે સ્હાયજો,
આપ ભક્તિ શક્તિ સ્ફુર્ત્તિ મતિની થતા,
તરતમ યોગે શિવ માર્ગ પરખાયજો શ્રી સીમધ૦ ૭

સહસ્ર એકવિંશ વર્ષ સુધી પ્રભુ વીરનું,
શાસન સંઘ તે અવિચ્છિન્ન વર્તાયજો,
યુગ પ્રધાનો થાશે આત્માર્થી ઘણા,
કારણ યોગે કાર્યની સિદ્ધિ સુહાયજો શ્રી સીમંધ૦ ૮

વાચક યશોવિજયજી વચને ચાલવુ,
ગુરૂ પરંપરા ધર્મ ક્રિયા આચારજો,
અનેકાન્ત માર્ગ શ્રદ્ધા સાચી ગ્રહી,
બુદ્ધિસાગર આશા શિવ સુખ સારજો શ્રી સીમંધર૦ ૯

૨૦૮

ચરમ જિનેશ્વર શાસન નાયક વિનવુ,
ચોવીસમા તીર્થંકર ત્રિશલાનંદજો,
જ્ઞાતપુત્ર મહાવીર પ્રભુજી વંદના,
ભાવદયાના સાગર સત્ય ભદન્તજો ચરમ૦ ૧

કેવલજ્ઞાની વાણી સાચી ધારતા,
કરી પરીક્ષા મતિ શક્તિ અનુસારજો,
પ્રગટી શ્રદ્ધા ષડ્દ્રવ્યાદિક વસ્તુની,
જાણી વાણી પ્રગટ્યો અંતરૂ પ્યારજો ચરમ૦ ૨

પરંપરાગમ અનુસરીને ચાલવુ,
પટ્ટપરંપર સુવિહિતસૂરિ આમ્નાયજો,
એવી શ્રદ્ધા વાસિત મન મારૂ સદા,
બુદ્ધિસાગર આજ્ઞા ધર્મ કરાયજો ચરમ૦ ૩

૨૦૯

અબધૂ સો જોગી ગુરૂ મેરા—એ રાગ.

અબધૂત પક્ષપાત કેમ કીજે, યું સાહેબ ક્યું રીજે. અ૦
પક્ષપાતમાં જગ બંધાણું, સહુ પોતાનું તાણે;
જ્યાં ત્યાં જઇને પુછી જોતાં, અનુભવ એહ પ્રમાણે. અ૦ ૧
બ્રાહ્મણ બ્રહ્મા વિષ્ણુ વખાણે, બ્રહ્માએ જગ કીધું;
સ્વામિનારાયણ સહજાનન્દે, મન પોતાનું દીધું. અ૦ ૨
સારી આલમહૈ ખુદાદેવકી, મુલ્લાં યું સમજાવે;
કહેતા ખ્રીસ્તિ પાદરીઓ એમ, ઈશ્વર જગ નિર્માવે. અ૦ ૩
અદ્વૈતવાદી દ્વૈત ન ભાસે, કહેતા ઉલટ આણી;
ક્ષણિક આતમ સૌગત માને, મત પોતાનો તાણી. અ૦ ૪
સપ્તનયોકા જ્ઞાનવિના જગ, પક્ષપાત બંધાયા;
અનેકાન્ત મારગ જબ દેખે, તબ નિરપક્ષ ઠરાયા. અ૦ ૫
અલખ નિરંજન પરમાતમ સો, દુનિયા નહીં નીપજાવે,
વિષ્ણુ તો નહીં આવે જાવે, ક્યું અવતાર ધરાવે. અ૦ ૬
ખુદા પ્રભુતે કર્મ રહિત છે, દ્વૈતપણું જગ ભાસે;
નિત્ય આતમા જન્માંતરૂમાં, આપસ્વરૂપ પ્રકાશે. અ૦ ૭
કાલ અનાદિ જગ એ જાણો, એહ સ્વભાવ પ્રમાણો;
આપોઆપ સ્વરૂપે ખેલો, મન શંકા મત આણો. અ૦ ૮
રાગ દ્વેષકો ત્યાગ કરીને, દેખો સહુજન સરખા;
બુદ્ધિસાગર આતમધ્યાને, પરમાતમપદ પરખા. અ૦ ૯

૨૧૦

અબધૂ સો જોગી ગુરૂ મેરા—એ રાગ.

હમતો દુનિયાંસે ન ડરેંગે, આતમ ધ્યાન ધરેંગે, હમતો૦
નિન્દક ખાંતે નિન્દા કરશે, ભક્ત જનો ગુણ ગાશે;
દુનિયા દીવાની ગાંડો કહેશે, કોઇક મારણ ધાશે. હમતો૦ ૧

કિરિયાવાદી કપટી લેખે, જ્ઞાનવાદી મને ઘહેલો,
ભોગી લેખે એ ભીખારી, છટકી કહે છટકેલો  હમતો૦ ૨

દુનિયાદારી નહિ હૈ હમારી, જ્ઞાનદશા ચિત્ત ધારી,
ડાક ડમાલા મૂરખ ચાળા, એ સબ ખટપટ વારી  હમતો૦ ૩

સ્યાદ્વાદ મારગ મનમાહી, શ્રદ્ધા જિનની સાચી,
અવલખ્યો મારગ એ મોટો, કલી કાલે પણ રાચી  હમતો૦ ૪

ચિત્ત હમારા જ્યા રગાયા, ત્યા હમ રગે ગ્હીશુ,
યોગ્ય જીવની આગળ અન્તરૂ,–તત્ત્વની વાતો કહીશુ  હમતો૦ ૫

વાડા માહિ બકરા રહેશે, મૃગપતિ વન વિચરશે,
વિષ્ટા ભોજન રાસભ–મૌક્તિક, ચારો હ સ તે ચરશે  હમતો૦ ૬

ચિદ્દ્ઘન આતમ અન્તરૂ ખોજ્યો, સ્થિર દષ્ટિ ચિત્ત ધારી,
બુદ્ધિસાગર શાશ્વત શિવપદ, પામી લહે સુખ ભારી  હમતો૦ ૭

૨૧૧

## ગુંહળી.

ઓધવજી સન્દેશો કહેજો શ્યામને—એ રાગ

સુખદાયક હિતશિક્ષા સાચી સાભળો,
ધરજો મનમા પ્રેમ ધરી નરનારજો,
પ્રભુ ભક્તિ શ્રધ્ધાથી સુખડા પામશો,
હરતા ફરતા ગણજો મન નવકારજો  સુખદાયક૦ ૧

નિન્દા ચાડી ચુગલી કરવી વારજો,
દ્વેષ કરો નહિં શત્રુપર તલભારજો,
આળ ન દેવું પરના ઉપર વૈરથી,
પેટ ભરીને કરશો નહિ આહારજો  સુખદાયક૦ ૨

નિજ શક્તિ અનુસારે લક્ષ્મી ધર્મમા,
વાપરવી લહી માનવ ભવ અવતારજો,

હળી મળી સંપીને સહુમાં ચાલવું,
ઘરમાં કરવો નહિ ખટપટથી ખારજો. સુખદાયક૦ ૩

દીન દુઃખી અન્ધાપર કરૂણા કીજીએ,
પર ઉપકારે પાપકર્મનો નાશ જો;
મનમાં પણ બૂરૂં નહિ પરનું ચિંતવો,
સારામાં સારૂં છે ઘર વિશ્વાસજો. સુખદાયક૦ ૪

સુખની વેળા ભાગ્યથકી જો સંપજે,
ત્યારે મનમાં કરવો નહિ અહંકારજો;
દુઃખની વેળા દીલગીરીને ત્યાગીએ,
એક અવસ્થા રહે નહીં સંસારજો. સુખદાયક૦ ૫

જુગારીની સંગત કીજે નહીં કદી,
કુમિત્રોની સોબત દુઃખ દાતારજો;
કડવી પણ હિત શિક્ષા મનમાં ધારવી,
પરનારી વેશ્યાનો ત્યજજો પ્યારજો. સુખદાયક૦ ૬

માતપિતાની ભક્તિ કરીએ ભાવથી,
સંકટ પડતાં કરવી પરને સ્હાયજો;
નાત જાતના સ્હામા પડીએ નહિં કદી,
નિત્ય સવારે લાગો ગુરૂને પાયજો. સુખદાયક૦ ૭

વચન વિચારી બોલો સહુ મીઠાશથી,
મોટા જનનું સાચવવું બહુ માનજો;
ગંભીર મનના થાજો સુખડાં સંપજે,
સદ્ગુરૂ ગુણનું કરવું જગમાં ગાનજો. સુખદાયક૦ ૮

સમય સૂચકતા સમતા રાખી ચાલીએ,
ધર્મ શાસ્ત્રનો ધરજો મન આચારજો;
બુદ્ધિસાગર સદ્ગુરૂ સંગતિ કીજીએ,
પામો તેથી ભવસાગરનો પારજો. સુખદાયક૦ ૯

---

## ૨૧૨

ઓધવજી સદેશો કહેજો શ્યામને—એ રાગ

પતિવ્રતા પ્રમદાના ધર્મો સાભળો,
પ્રભાતકાલે વ્હેલી ઉઠે નારજો,
મહામત્ર પરમેષ્ઠીનો મનમા ગણે,
દિન કૃત્યોનો ક્રમથી કરે વિચારજો પતિવ્રતા૦ ૧

પ્રતિદિવસ લઘુતાથી વિનયે વર્તતી,
પ્રેમે પડતી સાસુ સસરા પાયજો,
ગૃહના કાર્ય કરે યતનાથી દેખીને,
વૃદ્ધ બાલને ખવરાવીને ખાયજો પતિવ્રતા૦ ૨

નણુદ જેઠાણી જેઠ દીયર ને દાસીઓ,
વર્તે સદાચરણથી સહુની સાથજો,
ઠપકા મ્હેણા સહન કરે-સહુ પ્રિતથી,
નવરાશે ભજતી તે ત્રિભુવન નાથજો પતિવ્રતા૦ ૩

બાલક બચ્ચાને સાચવતી પ્રેમથી,
કદી ન કરતી કુટુમ્બ સાથે ખારજો,
મોટુ પેટ કરીને સહુનુ સાભળે,
પર પુરૂષથી કદી કરે નહિં પ્યારજો પતિવ્રતા૦ ૪

મીઠા વચને બોલે સહુની સાથમા,
સુખદુ ખ વેળા રાખે મન સમભાવજો,
ઘરની વાતો દ્વેષી આગળ નહિં કરે,
ધર્મ કર્મનો લેતી મનથી લ્હાવજો પતિવ્રતા૦ ૫

નહિં પજેળે પતિને હઠીલી થઇ કદી,
સકટ પડતા પતિને કરતી સ્હાયજો,
આફત આવે પતિને ધીરજ આપતી,
આળ ચઢે તેવા સ્થાને નહી જાયજો પતિવ્રતા૦ ૬

છેલ છબીલી બની ઠણીને નહિં ફરે,
લોક વિરૂધ્ધ વર્તે નહીં કંઠે પ્રાણજો;
લાજ ધરે મોટાની કુલવટ સાચવી,
પતિ આજ્ઞા લોપે નહિ સુખની ખાણજો. પતિવ્રતા૦ ૭

દેવગુરૂને વંદન કરતી ભાવથી,
સદ્દગુરૂ વચનામૃત સાંભળતાં પ્રેમજો;
ગ્રહ્યાં વ્રતોને પ્રાણાંતે પણ પાળતી,
સતીવ્રતોને સાચવતી ધરી નેમજો. પતિવ્રતા૦ ૮

ધર્મ કર્મમાં સર્વ જનોને જોડતી,
બાલક બાલિકાને દેતી બોધજો;
ઠપકો પતિ આપે તે સર્વે સાંભળે,
પતિના સામું ન બોલે ન ધરે ક્રોધજો. પતિવ્રતા૦ ૯

સુલસા ચંદનબાલા સીતા રેવતી,
દમયંતી સુભદ્રા શુભ અવતારજો;
બુદ્ધિસાગર સતીઓ એવી શોભતી,
પાળે શીયળ કુળવંતી શુભ નારજો. પતિવ્રતા૦ ૧૦

૨૧૩

ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ.

સટ્ટામાં બટ્ટો છે સજ્જન સાંભળો,
ચિંતાતુર મનડું રહેવે નિશ દિનજો;
આશા તૃષ્ણા વૃદ્ધિ દુઃખડાં સંપજે,
કુ વ્યાપારે મૂરખ પર આધીનજો. સટ્ટામાં૦ ૧

લોભ તણો નહિં થોભ જુગારે જાણીએ,
ઘડી ઘડીમાં રંગ ઘણા બદલાયજો;
બીજો ધંધો સૂઝે નહીં સટ્ટા થકી,
સર્વે વાતે પૂરો વ્યસની થાયજો. સટ્ટામાં૦ ૨

મળે ન શાંતિ સટ્ટાના વ્યાપારથી,
જળો અવસ્થા સટોરિયાની ધારજો,
જોષ જુએ કોઈ સટ્ટાના વ્યાપારમા,
ભિક્ષા હાલ્લુ સીકે ચઢે નહિ સારજો સટ્ટામા૦ ૩

ચચલ લક્ષ્મી સટ્ટાના વ્યાપારથી,
સમજો સમજુ મનમા નરને નારજો,
ત્યજો વ્યસન સટ્ટાનુ સમજી સત્યને,
કરો પ્રતિજ્ઞા ગુરૂ પાસે નિર્ધારજો સટ્ટામા૦ ૪

લોભી લક્ષ્મી લાલચથી કૂટાય છે,
ત્યાગો જૂગટુ સટ્ટાના વ્યાપારજો,
બુદ્ધિસાગર ન્યાયોપાર્જિત વિત્તથી,
ધર્મબુદ્ધિ પ્રગટે સુખ મગલમાલજો સટ્ટામા૦ ૫

૨૧૪

ઓધવજી સદેશો-કહેજો શ્યામને—એ રાગ

સાચી શિક્ષા સમજુ સ્ત્રીને સાનમા,
કદી ન કરવો પ્રાણપતિ પર ક્રોધજો,
સાસુ સસરાની હિતશિક્ષા માનવી,
પુત્ર પુત્રીને દેવો સારો બોધજો સાચી૦ ૧

પતિ આજ્ઞાએ કારજ સહુ ઘરનુ કરે,
નિદા લવરી કરે નહી તલભારજો,
અન્ય પુરૂષની સાથે પ્રીતી નહી કરે,
પતિ દુખે દુખી શીલવતી નારજો સાચી૦ ૨

પુત્ર પુત્રીઓ પ્રેમે પ્રમદા પાળતી,
લડે નહીં ઘરમા કોઇની સાથજો,
નિત્ય નિયમથી ધર્મ કર્મ કરતી રહે,
સમરે પ્રેમે ત્રણભુવનના નાથજો સાચી૦ ૩

લજ્જા રાખી બોલે મોટા આગળે,
લક્ષ્મી જેવી તેવું ભોજન ખાયજો;
લોક વિરૂધ્ધ વર્તે નહિ કુળવટ સાચવી,
કુલટા સ્ત્રીની સાથે કયાંય ન જાયજો. સાચી૦ ૪

સમતા રાખે સહુ કારજ કરતાં થકાં,
શિક્ષા દેતાં કદી નહીં અકળાયજો;
ગંભીરતા રાખી વર્તે સંસારમાં,
એવી સ્ત્રીના સદ્ગુણ સર્વે ગાયજો. સાચી૦ ૫

દેવ ગુરૂને ધર્મે ભક્તિ જેહની,
સંકટ આવે પતિને કરતી સ્હાયજો;
બુદ્ધિસાગર શીયળ પાળે પ્રેમથી,
શીયળવંતી નારી સુખડાં પાયજો. સાચી૦ ૬

૨૧૫

ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ.

શાણી સ્ત્રીને શિખામણ છે સહેજમાં,
શીયળ પાળો ધારી મનમાં ટેકજો;
શ્રધ્ધા ભક્તિ વિનય વિચારે ચાલવું,
સત્યાસત્યનો મનમાં કરી વિવેકજો. શાણી૦ ૧

દયાદાન આભૂષણને કંઠે ધરો,
ક્રોધાવેશે કદી ન દેવી ગાળજો;
દેરાણી જેઠાણી સાથે સંપીને,
વર્તે કરતી કુટુંબની સંભાળજો. શાણી૦ ૨

કુળ લક્ષ્મીથી ફૂલી થાય ન ફાળકો,
પ્રાતઃકાળે પડતી સાસુ પાયજો;
અભક્ષ્ય ભક્ષણ પ્રાણાંતે પણ નહિં કરે,
દેવ ગુરૂનાં દર્શન કરીને ખાયજો. શાણી૦ ૩

રડવુ રોવુ નિર્લજ વાણી ભાખવી,
કરતી તેનો સત્ય ટેકથી ત્યાગજો,
સારી સ્ત્રીની સોબત કરતી પ્રેમથી,
વીતરાગ ધર્મે વર્તે મન રાગજો — શાણી૦ ૪

પાડોશીની સાથે વર્તે પ્રેમથી,
પર પુરૂષની સાથે હાસ્ય નિવારજો,
મિષ્ટ વચન સમતાથી હરખે બોલતી,
ધન ધન એવી સ્ત્રીનો જગ અવતારજો — શાણી૦ ૫

નિંદા ઝગડા વૈર ઝેરથી વેગળી,
સદ્ગુના સાગરમા મનડુ હરખાયજો,
બુધ્ધિસાગર બાળક ગુરૂણી માત છે,
સારી સ્ત્રીથી કુટુંબ સુખિયુ થાયજો — શાણી૦ ૬

૨૧૯

ઓધવજી સંદેશો કહેજો શામને—એ રાગ

શિક્ષા બાલીકાને માતા આપતી,
જતન સારી બાલીકાની રાખજો,
કરો વિનય મોટાનો હરખી હેતથી,
દુર્ગુણોને મનથી કાઢી નાખજો — શિક્ષા૦ ૧

ભણવી વિદ્યા ચીવટ રાખી ભાવથી,
કદી ન રાખો આળ દેવાની ટેવજો,
[illegible] અભ્યાસે મન વાળવુ,
માત પિતાની કરવી પ્રેમે સેવજો. — શિક્ષા૦ ૨

[illegible] પ્રેમથી,
[illegible] નિત્ય પ્રમાણજો.
[illegible]
[illegible] નાખજો — શિક્ષા૦ ૩

રોવું રીસાવું નહિં હઠથી દીકરી,
જૂઠુ ચોરી ચુગલી કરજે ત્યાગજો;
વિદ્યાની ખામીથી મૂર્ખી સહુ કહે,
કરજે સાચો ધર્મ માર્ગથી રાગજો. શિક્ષા૦ ૪

નિત્ય નિયમથી સહુ કૃત્યો કરવા થકી,
હળવે હળવે કાર્યો સર્વે થાયજો;
બુદ્ધિસાગર શિક્ષા માની માનતાં,
દીકરી ગુણીયલ કુટુંબમાંહી ગણાયજો. શિક્ષા૦ ૫

૨૧૭

ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ.

પિતા કહે છે પ્રેમપાત્ર નિજ પુત્રને,
કરજોડીને સાંભળજે મુજ પુત્રજો;
કુળદીપક થાવાને વિદ્યા શિખવી,
ધર્મ નીતિથી સાચવવું ઘર સૂત્રજો. પિતા૦ ૧

વિદ્યા ધન મોટામાં મોટું જાણજે,
એક ચિત્તથી કર તેનો અભ્યાસજો;
નિંદા લવરી જૂઠું ચોરી ત્યાગજે,
ગુરૂ વચનનો મન મંદિર વિશ્વાસજો. પિતા૦ ૨

વિનયવંતને સર્વે વિદ્યા સાંપડે,
વિનય મંત્રથી વૈરી વશમાં થાયજો;
માતપિતાને પાયે લાગો પ્રેમથી,
હરખી વ્હેલો શાળામાંહિ જાયજો. પિતા૦ ૩

હળીમળીને ચાલો સહુની સાથમાં,
કદી ન કરવો ક્રોધે કડવો કલેશજો;
સગાં સબંધી મિત્રાદિકની સાથમાં,
રીસાવાની ટેવ ન રાખો લેશજો. પિતા૦ ૪

રમત ગમતમાં ફોગટ કાળ ન ગાળવો,
માતપિતાને પૂછી કરવા કામજો,
સડેલ શઠ મિત્રોની સોબત ત્યાગવી,
વાપરવો નહિ આડે રસ્તે દામજો પિતા૦ ૫

ભવિષ્યની આબાદી દોલત દેશની,
દેશોન્નતિ નિશાની બાલક ધારજો,
શ્રદ્ધા ભક્તિ દેવ ગુરૂમા રાખજે,
ધરજે દીલમા ધર્મકર્મનો પ્યારજો પિતા૦ ૬

ધર્મસૂત્ર સદ્‌ગુરૂની પાસે શીખવા,
દેવગુરૂને વદન કર ત્રિકાલજો,
કેફી વસ્તુ દારૂ માસ નિવારજે,
સહુની સાથે કરજે સાચુ વ્હાલજો. પિતા૦ ૭

ક્રોધ માન માયાને ત્યાગી ટેકથી,
સદ્‌ગુણ માલા કંઠે ધરજે સારજો,
બુદ્ધિસાગર એવા પુત્રો પાકશે,
ત્યારે થાશે દેશોદય ઉદ્ધારજો પિતા૦ ૮

૨૧૮

ઓધવજી સદેશો કહેજો સ્યામને—એ રાગ

સદ્‌ગુરૂ દેછે શિક્ષા શિષ્ય પ્રતિસુદા,
નમન કરીને શિષ્ય સુણે કર જોડજો,
સર્વ જીવની સાથે મૈત્રી ભાવના,
કદી ન કરજે યોગી યતિથી હોડજો સદ્‌ગુરૂ૦ ૧

સુખ દુખમા સમભાવે આયુષ્ય ગાળવુ,
વદક નિંદક ઉપર સરખો ભાવજો,
સદુપદેશે હિત સઘળાનુ સાધવુ,
ભવજલધિને તરવા શરીર નાવજો સદ્‌ગુરૂ૦ ૨

શુદ્ધ ક્રિયાથી કર્મ કલંક વિદારવું,
દોષીના દોષોનો કરવો નાશજો;
પ્રાણાંતે પણ જીવદયાને પાળજો,
સત્યદેવ સદ્ધર્મે ધર વિશ્વાસજો. સદ્ગુરુ૦ ૩

ગુરૂની આજ્ઞા કોઇ ન કાળે ત્યાગવી,
સત્ય ધર્મમાં કદી ન કરવો સ્વાર્થજો;
વિનયવંત શિષ્યો સદ્ગુણને પામતા,
પડે પિણ્ડ પણ છોડો નહિ પરમાર્થજો. સદ્ગુરુ૦ ૪

મહાવ્રતોને ધારી આતમ ધ્યાનમાં,
રમજો જેથી જાગે અંતર્ જ્યોતજો;
અંતર્યામી પરમાતમની પ્રાપ્તિથી,
હોવે કેવલજ્ઞાને સત્યોદ્યોતજો. સદ્ગુરુ૦ ૫

અનેકાન્ત દર્શનથી આતમ ઓળખે,-
અન્તર્મુખતા વૃત્તિની તવ હોયજો;
આત્મ સ્વરૂપે ખેલે શુદ્ધ સ્વભાવથી,
તત્ત્વ રમણથી નડે ન કોને કોયજો. સદ્ગુરુ૦ ૬

ગુરૂ વચનામૃત પામે શિષ્ય સુપાત્રજે,
ગુરૂ ભક્તિથી શક્તિ પ્રગટે સર્વજો;
સદ્ગુરૂ ગમથી જ્ઞાન સફળતા જાણીએ,
નાસે તેથી વિષય વાસના ગર્વજો. સદ્ગુરુ૦ ૭

ગુરૂ દ્વેષી ગુરૂ નિંદક પાપી પ્રાણીયા,
ધિક્ ધિક્ તેનો માનવ ભવ અવતારજો;
બુદ્ધિસાગર સદ્ગુરૂ દર્શન દોહીલું,
પામી માનવ ઉતરે ભવની પારજો. સદ્ગુરુ૦ ૮

———

૨૧૯

ઓધવજી સન્દેશો કહેજો શ્યામને—એ રાગ.

સમજુ નરને શિખામણ છે સાનમા,
કરે નહિ પર લલના સાથે પ્યારજો,
હાસી ઠઠ્ઠા પરસ્ત્રી સાથે નહી કરે,
કામી નરનો ધિક્ ધિક્ અવતારજો સમજુ૦ ૧

છેલ છબીલો ફૂલ કલકી નહી હુવે,
વિચારીને બોલે સારા બોલજો,
કહેતો જેવુ તેવુ મનથી પાળતો,
એવા નરનો જગમા વધતો તોલજો. સમજુ૦ ૨

મદિરાપાની લપટ સગત નહી કરે,
કુલવટથી ચલવે જગમા વ્યવહારજો,
ન્યાય વૃત્તિથી ધધો કરતો સત્યથી,
ન્યાય લક્ષ્મીના ભોજનથી આહારજો સમજુ૦ ૩

સહુની સાથે વર્તે મૈત્રી ભાવથી
માત પિતાને નમન કરે હિત લાયજો,
મોટા જનનુ માન સાચવે પ્રેમથી,
કલક આળ ચઢે ત્યા કણુ ન જાયજો સમજુ૦ ૪

આડે રસ્તે લક્ષ્મી ખરચે નહી કદી,
જ્ઞાત જાતિનો કરે તેહ ઉદ્ધારજો,
દુખી દીનને સહાય શક્તિથી આપતો,
કુટુબ જનની સાથે રાખે પ્યારજો સમજુ૦ ૫

પૂજ્ય ગુરૂને વદન કરે બહુ ભાવથી,
સદ્‌ગુરૂ શિક્ષા શ્રવણ કરે હિત લાયજો,
વૈયાવચ્ચ કરે શ્રી સદ્‌ગુરૂરાયનુ,
સાધર્મીને દેખી મન હરખાયજો સમજુ૦ ૬

પુત્ર પુત્રીને સમજણ આપે પ્રેમથી,
ગંભીર મનથી વર્તે સહુની સાથજો;
પ્રીતિથી વાંચે છે પુસ્તક ધર્મનાં,
ભજે જિનેશ્વર ત્રણ ભુવનના નાથજો. સમજુ૦ ૭

કુટુંબ જનમાં કલેશ વધારે નહિં કદી,
ભાઈ બેનની સાથે રાખે પ્રેમજો;
ગ્રહ્યાં વ્રતોને પ્રાણાંતે ત્યાગે નહીં,
દયાધર્મથી જીવપર રાખે રહેમજો. સમજુ૦ ૮

મિથ્યા કુગુરૂ સંગત વારે જ્ઞાનથી,
જિનેશ્વરના ધર્મે વર્તે ટેકજો;
લોક વિરૂદ્ધ ને દેશ વિરૂદ્ધને ત્યાગતો,
જૈન ધર્મથી વિરૂદ્ધ ત્યાગ વિવેકજો. સમજુ૦ ૯

ક્રોધ કરીને પ્રમદા માર ન મારતો,
પ્રાણાંતે પણ વેશ્યા ઘર નવી જાયજો;
મુનિ નિંદા અપમાન કરે નહિ સ્વપ્નમાં,
સાધુ જનને દાન કરે હિત લાયજો. સમજુ૦ ૧૦

આય પ્રમાણે ખર્ચ કરે વિવેકથી,
કુટુંબ જનને કરે નીતિનો બોધજો;
જુગટું સટ્ટા ચોરી વ્યસનો ત્યાગતો,
ઘડી ઘડીમાં કરે નહિં તે ક્રોધજો. સમજુ૦ ૧૧

ધર્મ કરતાં વારે નહીં કોઇને કદી,
સુખ દુઃખમાં સમભાવે કાઢે કાળજો;
નિંદા લવરી અદેખાઇને ત્યાગતો,
સજ્જન મુખથી કબુ ન દેવે ગાળજો. સમજુ૦ ૧૨

ધર્મોદ્ધારક દીન દયાળુ થાવશે,
જિન શ્રદ્ધાલુ જીવદયા પ્રતિપાલજો;
બુદ્ધિસાગર પુરૂષ એવા પાકશે,
ત્યારે થાશે જૈનધર્મ ઉદ્ધારજો. સમજુ૦ ૧૩

૨૨૦

ઓધવજી સદેશો કહેજો શ્યામને—એ રાગ

હે લક્ષાધિપતિઓ ! ! જગમા શુ ગજ્યા,
ક્યાથી આવ્યા ને ક્યા જાશો ભવ્યજો,
શાને માટે જન્મ્યા જાગી જાણજો,
સમજો જગમા શુ મારૂ કર્તવ્યજો હે લક્ષા૦ ૧

શેર એક દારૂનો નીશો જે ચઢે,
લાખોપતિને તેવુ ધનનુ ઘેનજો,
ધનના ઘેને ઘેરાયો અહકારમા,
એવા નરને પડે ન ક્યાયે ચેનજો હે લક્ષા૦ ૨

ગાડી વાડી લાડીમા ગુલતાન છે,
પૈસા માટે પાપ કરે નિશદિનજો,
વૈરાગ્યે મન વાળે ક્યાથી પ્રાણિયા,
વ્યાપારે વર્તે વૃત્તિ લયલીનજો હે લક્ષા૦ ૩

પૈસાને પરમેશ્વર માન્યો પ્રેમથી,
સ્રીને ગુરૂ માની કરતા સેવજો,
રાત દિવસ લોભે લલચાયો લાલચુ,
એક ચિત્તથી સેવે નહિ જિન દેવજો હે લક્ષા૦ ૪

ધર્મ કર્મને મૂકી ક્યા અથડાઓ છો,
પદવી પુચ્છે મળતુ શુ ઉપમાનજો,
દુનિયાના માને શુ મન મલકાઓ છો,
લક્ષ્મી દેખી શુ થાઓ ગુલતાનજો હે લક્ષા૦ ૫

હાય હાય કરતો જાઈશ તુ એકલો,
મરતા લક્ષ્મી સાથ ન આવે જાણજો,
લક્ષ્મી લાલચે લોભ વધે છે સોગણો,
સત્યાસત્યનો દિલમા કરો વિવેકજો - હે લક્ષા૦ ૬

લક્ષાધિપતિયોની રાખો થઈ ઘણી,
મરતાં તેવી રાખ તમારી થાયજો;
ચેતો ચેતો વૈરાગી થઇ જાગજો,
નહિ ચેતે તે પાછળથી પસ્તાયજો. હે લક્ષા૦ ૭

સાત ક્ષેત્રમાં લક્ષ્મી ખર્ચો ભાવથી,
દુ:ખી જનનો કરજો ઝટ ઉદ્ધારજો;
ફોગટ લક્ષ્મી ખર્ચો નહીં કુક્ષેત્રમાં,
પુણ્ય કર્યાથી સ્વર્ગાદિક અવતારજો. હે લક્ષા૦ ૮

શરીર ન્યારૂં લક્ષ્મી ન્યારી છેવટે,
એકીલો જીવ જાશે કોઇ ન સાથજો;
ધર્મ કરી લ્યો સદ્ગુરૂ ગમથી પ્રાણિયા,
સેવો શ્રી કરૂણાલુ જિનવર નાથજો. હે લક્ષા૦ ૯

ધર્મ કરંતાં સુખિયા જગમાં પ્રાણિયા,
શાશ્વત સુખડાં સહેજે તેથી થાયજો;
બુદ્ધિસાગર અવસર પામી ચેતજો,
પામો જલ્દી શિવ સંપદ સુખદાયજો. હે લક્ષા૦ ૧૦

૨૨૧

ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ.

શ્રદ્ધાળુ ગંભીર શ્રાવક સુજાણ છે,
જીવ દયાળુ ઘટમાં સત્ય વિવેકજો;
નવ તત્ત્વાદિક સમજે ગુરૂગમ જ્ઞાનથી,
જૈન ધર્મની સાચી મનમાં ટેકજો. શ્રદ્ધાળુ૦ ૧

જિનવર દેવ ગ્રહ્યાથી તેહ સનાથ છે,
અનાથ નહીં કહેવાતો શ્રાવક પુત્રજો;
કરે કમાણી ન્યાયથકી સંસારમાં,
સંતોષે ચલવે છે ઘરનું સૂત્રજો. શ્રદ્ધાળુ૦ ૨

મુનિની પાસે વ્રત ઉચ્ચરતો ભાવથી,
લીધા તેવા વ્રત પાળે ગુણવાનજો,
સાધર્મીને દેખી મન હરખાય છે,
ભક્તિથી કરતો તેનુ બહુ માનજો   શ્રદ્ધાળુ૦ ૩

સત્ય મનોરથ મુનિવ્રતનો દીલમા કરે,
કાગગૃહ સમ જાણે આ સસારજો,
જલ પકજવત્ ન્યારો અન્તરથી રહે,
સકટ પડતા ધરે ધીરજ નિર્ધારજો   શ્રદ્ધાળુ૦ ૪

સદ્ગુરુ મુનિને ખમાસમણ દે ભાવથી,
ગુરૂ સાક્ષીએ કરતો પ્રત્યાખ્યાનજો,
પ્રતિક્રમણ સામાયિક સમજીને કરે,
ધર્મ કર્મમા નિશદિન રહે ગુલતાનજો   શ્રદ્ધાળુ૦ ૫

નિન્દા લવરી ચાડી ચુગલી નહિ કરે,
પ્રિય સાચથી બોલે રૂડા બોલજો,
ચોરી જારી પાપ કરે નહિ સ્વપ્નમા,
જૈનધર્મનો વધતો તેથી તોલજો   શ્રદ્ધાળુ૦ ૬

જિન પ્રતિમાને પૂજે જે બહુમાનથી,
જિનની આણાએ સમજે જે ધર્મજો,
દાન દિયે મુનિવરને જે બહુમાનથી,
એવા શ્રાવક પામે શાશ્વત શર્મજો   શ્રદ્ધાળુ૦ ૭

તન મન ધનથી જૈનધર્મ વૃદ્ધિ કરે,
ગુરૂ આણાએ ધર્મ કરે સુખકારજો,
બુદ્ધિસાગર શ્રાવક એવા પાકશે,
ત્યારે વાશે જૈન ધર્મ ઉદ્ધારજો   શ્રદ્ધાળુ૦ ૮

---

૨૨૨

રાગ ઉપરનો.

સાચી શિક્ષા સાંભળજો સહુ વ્હાલથી,
નય વ્યવહારે ધરવો ધર્માચારજો;
પુષ્ટાલમ્બન નિમિત્ત કારણ સેવના,
એહિજ વ્યવહારે વર્તો સુખકારજો. સાચી૦ ૧

દેવગુરૂની શ્રદ્ધા સાચી રાખજો,
ધર્મક્રિયાથી નિર્મલ આતમ થાય જો;
સમજો હેતુ ધર્મક્રિયાના ભાવથી,
ધર્મક્રિયામાં અભ્યાસી સુખ પાયજો. સાચી૦ ૨

ઉદ્યમની બળવત્તા સાચી માનજો,
ધર્મોદ્યમથી સફલ હુવે અવતારજો;
શુરા થઇને આળસ ત્યાગી સેવીએ,
જૈન ધર્મને ભવોભવમાં સુખકારજો. સાચી૦ ૩

ભવિતવ્યતા માનંતાં એકાંતથી,
આલસનું ઘર બનશો સજ્જન ભવ્યજો;
સેવો ઉદ્યમ સમજો સાચા તત્ત્વને,
સંયમ પુષ્ટિકર સુંદર કર્તવ્યજો. સાચી૦ ૪

નય વ્યવહારે શાસન ચાલે વીરનું,
જંગમ તીર્થોન્નતિ વ્યવહારે થાયજો;
શ્રાવક સાધુ ધર્મે પણ વ્યવહાર છે,
પૂજા ભક્તિ વ્યવહારે જયકારજો. સાચી૦ ૫

નિશ્ચયનય જાણી તજતાં વ્યવહારને,
હોવે તેથી ધર્મ તીર્થ ઉચ્છેદજો;
એ નય માને ધર્મ કર્મની સાધના,
નાસે તેથી જન્મ મરણના ખેદજો. સાચી૦ ૬

દુનિયાના વ્યવહારે વર્તો ભાવથી,
ધર્મતણા વ્યવહારે શકા થાયજો,
તે પણ મિથ્યા ભ્રમણા જાણી ત્યાગજો,
નય વ્યવહારે ઉદ્યમથી સુખ પાયજો   સાચી૦ ૭

બે નય માને અનેકાન્તની સિદ્ધિ છે,
જ્ઞાન ક્રિયાથી શાશ્વત મુક્તિ થાયજો,
બુદ્ધિસાગર અતરમા અધ્યાત્મથી,
વર્તો બાહિર વ્યવહારે હિત લાયજો   સાચી૦ ૮

૨૨૩

હવે મને હરિ નામશુ નેહ લાગ્યો—એ રાગ

મૂરખની સગત કોઈ ન કાળમા છે સારી, આપે છે દુ ખ બહુ ભારીરે મૂ૦
વિનય વિવેકનુ નામ ન જાણે ને, પોતાનો મત તાણે,
બોલ બોલ્યામા કઈ ન સમજે, કાળ ઉચિત નહિ જાણેરે મૂ૦ ૧

મૂરખ મિત્ર ન સારો જગતમા, અરિ પણ પડિત સારો,
મૂર્ખ શીરે કઈ શૃગ ન ઉગે, લક્ષણથી અવધારોરે   મૂ૦ ૨

વાત વાતમાં લડી પડે ને, વિવાદની વરશી તે વાળે,
ભોળપણથી ભરમાવ્યો ભમે છે, ચાલે છે ડાક ડમાલેરે   મૂ૦ ૩

નીસાય છે રૂડી વાત કહાવી તે, પોતાની હઠ નહીં મૂકે,
માને પોતાને ડહાપણ દરિયો, પર ઉપકારમા તે ચૂકેરે મૂ૦ ૪

દારૂપાની વળી સૂરેલ શઠને, મૂઢની સગત ખોટી,
ખત રગમા તે ભગ જ પાડે, સમજે વાત આ તો મોટીરે મૂ૦ ૫

વન વનડામાં વાસ જ સારો, મૂઢની સગત વારો
બુદ્ધિસાગર અવસર જ્ઞાતા, જ્ઞાની સગત દિલ ધારોરે   મૂ૦ ૬

૨૨૪

હવે મને—એ રાગ.

અવળો શું ચાલે, ચેતન ચાલ શિવ વાટે,
તત્ત્વ સ્વરૂપ હિત માટેરે. અવળો૦

માયાના પાશમાં નિશદિન ઝૂલ્યો, ભણી ભણતરને શું ભૂલ્યો;
માયાના ફંદમાંહે ફોગટ ફૂલ્યો, ડહાપણના દરિયે ડૂલ્યોરે. અ૦ ૧

અલખ સ્વરૂપી આતમરાયા, નિર્ભયદેશે સુહાયા;
બુદ્ધિસાગર એનું ધ્યાન ધર્યાથી, અનુભવ આનંદ પાયારે. અ૦ ૨

૨૨૫

( હવે મને હરિ નામશું નેહ લાગ્યો—એ રાગ. )

મુસાફર જીવડા કાયાનો મહેલ નથી તારો,
માને શું મોહે મારો મારોરે. મુસાફર૦

લાખ ચોરાશીમાં દેહ ધર્યા બહુ, જન્મ જરા દુઃખ પામી;
માનવભવ એળે ચૂક ન જીવડા, ભજી લેને અંતર્યામીરે. મુ૦ ૧

કાયા મહેલનો કાંઈ ન ભરૂંસો, જળમાં ઉઠેલ પરપોટો;
અમૂલ્ય શ્વાસોચ્છ્વાસ વહે છે, મૂરખ વાળ નહિ ગોટોરે. મુ૦ ૨

કળા કરો કાયા માટે કરોડ પણ, તારી ન થાય કોઈ કાળે;
ચેતો ચેતનજી સમજી સ્વરૂપ નિજ, પડ નહિ મોહની જંજાળેરે. મુ૦ ૩

આરે જગતમાં જન્મીને જીવડા–શું ? ધર્મ સાધન તેં તો સાધ્યું;
ક્ષણ ક્ષણમાં ભૂલ્યો ભાન પોતાનું, મનડું તો મોહ માંહિ વાધ્યુંરે. મુ૦ ૪

વિષય વાસનાના અવળા જે ઘાટો, ઓળંગી ચાલજેરે વાટે;
બુદ્ધિસાગર ખેલ નથી બાળકનો, શિવ સુખ છે શીર સાટેરે. મુ૦ ૫

૨૨૬

( હવે મને હરિ નામશુ નેહ લાગ્યો—એ રાગ )

મુક્તિના પન્થે શૂરવીર ચાલશેરે જાગી,
કાયર તો જાય ત્યાંથી ભાગીરે મુક્તિ૦

સુભટનો વેષ પહેરી પવૈયો સૈન્યમા, ચાલે છે સહુનીરે આગે,
ખગ ખરીનો જ્યારે ખેલ આવે ત્યારે, મૂઠી વાળીને ભીરૂ ભાગેરે મુ૦૧

સતીનો ડોળ ભલે રાખે સહુ નારીયો, પતિની સાથ સતી બળશે,
ભક્તિનું તેલ માગે ખગ ભક્તની, ભક્તિ તે ભાવમાહિ ભળશેરે મુ૦૨

દીક્ષા લેઇને સાધુ કહાવે સહુ, વિરલા સયમથી વિચરતા,
કરી કેસરીયા મોહ હઠાવી, જય લક્ષ્મી કેઇ વરતારે મુ૦૩

લીધો વેષ તેને ભજવે છે શૂર જન, બોલે છે બોલ તેવો પાળે,
બુદ્ધિસાગર શૂરવીર સાધુઓ, શિવપુર સન્મુખ ચાલેરે મુ૦૪

૨૨૭

( હવે મને હરિ નામ નુ નેહ લાગ્યો—એ રાગ )

પરખ્યાથી પ્રેમી સુરતામા લય મને માગી,
મિથ્યા ભ્રમણા ગઇ ભાગીરે પરખ્યા

કડવા લીંબડાના જેવુ છે ભવસુખ, તેમા ન ચેન કાંઈ પડતુ,
વિષય વાસના વિષ સમ જાણી, મનડુ ઉદાસી ન ઠરતુ રે. પ૦ ૧

ફોગટ તે ફેન જેવા કુટુમ્બ જાળ જેવુ, દેખુ ન ક્યાંઈ સુખ આશા,
બાંધ તાણ આ આરૂને ખોટુ, જો સહુ દુનિયા તમાસા રે પ૦ ૨

અન્તરમાં ઝગમગ જ્ઞાનની જ્યોતિ, સત્ય આતમને પ્રકાશે,
શમ દમ સંયમ ઉપશમ યોગ, મનડુ અન્યત્ર ન વાને રે પ૦ ૩

અનુભવ અમૃત સ્વાદ લહીને, આત્મ સ્વભાવમાં રહીશુ,
બુદ્ધિસાગર અવિચળ સ્વનાથી, ધ્યાન સમાધિ લય લહીશુ રે પ૦ ૪

૨૨૮

હવે મને હરિ નામશું નેહ લાગ્યો—એ રાગ.

ચેતનજી સમજો જૂઠી આ દુનિયાની બાજી;
રહ્યો શું તેમાં રાચી માચીરે. ચેતન૦

અજ્ઞાને અંધ થઇ જોયું ન જીવડા, આત્મ સ્વરૂપ જેહ સાચું;
હસતાં હેં હેં કરતાં એ માનવી, ફાટી જાશે તારૂં ડાચું રે. ચે૦ ૧

મહેલ ચણાવ્યા બાગ બનાવ્યા, લક્ષ્મીના લોભમાં તણાયો;
એક દિન અણધાર્યો ઉઠીશ દેહથી, કોઈ ન જાણે કયાં તું જાયોરે. ચે૦ ૨

મનમાં આવે તેવું માની લે માનવી, અંતે તો કાંઇ નથી તારૂં;
ચેતન ચાલે ગંદીરે કાયા, મિથ્યા માને મારૂં મારૂંરે. ચે૦ ૩

ચેતન પણ જડ જેવો બનીને, કાંઈ ન મનમાં વિચાર્યું;
ગણકાર્યું નહિં ગુરૂનું બોલવું, મોહે આયુષ્ય સહુ હાર્યું રે. ચે૦ ૪

સમજ સમજ દિલમાંહિરે જીવડા, ધર્મે ઉદ્યમ ચિત્ત ધારો;
બુદ્ધિસાગર સદ્‌ગુરૂજીના શરણે, રહી આતમ ઝટ તારોરે. ચે૦ ૫

૨૨૯

હવે મને હરિ નામશુ નેહ લાગ્યો—એ રાગ.

જોઇને જોયું સગપણ દુનિયાનું કાચું,
મોહ માયામાં શીદ રાચુંરે. જોઇને૦

અસંખ્ય પ્રદેશી આતમરાયા, જ્ઞાન દર્શન ગુણ ધારી;
ચારીત્ર ગુણથી શોભેરે આતમ, તે હું પોતે સુખકારીરે. જો૦ ૧

કાયા પુદ્‌ગલ યોગ લેશ્યાથી ન્યારો, શક્તિ અનંતનો છું સ્વામી;
બ્રહ્મા શંકર શિવ વિષ્ણુ હું આતમ, નામ રહિત હું અનામીરે. જો૦ ૨

શબ્દના ભેદનો ઝઘડો ચુકાવી, અર્થથી તત્ત્વ મેં તાણ્યું;
છાશે ભરમાયાં દુનિયામાં દર્શન, સાત નયોથી મેં તો જાણ્યુંરે. જો૦ ૩

ધન્ય ગુરૂ જેણે ભેદ બતાવીને, અન્તરની શક્તિ જણાવી,
બુદ્ધિસાગર હવે ભૂલુ ન ભવમા, પામીને તક રૂડી આવીરે જો૦ ૪

૨૩૦

હવે મને હરિ નામશુ નેહ લાગ્યો—એ રાગ

રમજો રગે કૃષ્ણજી ( ચેતનજી ) રગમારે રાચી,
સમજીને વાત આ તો સાચીરે રમજો૦

અસખ્ય પ્રદેશી આર્યક્ષેત્રમા, સુમતિ યશોદાના જાયા,
વિવેક નદના તનુજ સોહાયા, સમતા વ્રજ દેશે આયારે. રમ૦ ૧

નિર્મળતા ગમણુતા રાધાને લક્ષ્મી, તેહના પ્રેમમા રગાયા,
ધારણા દ્વારિકામા વાસ કર્યો રૂડો, ચરણ વસુદેવ ગયારે રમ૦ ૨

ક્ષાત્ર દયા દેવકીનારે છોરૂ, આકાશ ઉપમાથી કાળા,
અનુભવ દૃષ્ટિ મોરલીના નાદે, લય લાગી લટકાળારે રમ૦ ૩

સાતનયોના વાક્યોની મટકી, વેચે મહિયારણ સારી,
ક્ષયોપશમ જ્ઞાનવૃત્તિ આહીરણ, આત્મજ્ઞાન દધિ ધારીરે રમ૦ ૪

ભેદ જ્ઞાન દૃષ્ટિ લકુટીથી ભાગી, તત્ત્વામૃત દહી ચાખ્યુ,
ગીર્વાણીના ધારી ગિરધારી, જ્ઞાનીએ ભાવથી એ ભાખ્યુરે રમ૦ ૫

આતમ ધ્યાનનો રસ ગમાડીને, આનન્દ, વૃત્તિયોને આપે,
રાગ દ્વેષાદિક મોટા જે રાક્ષસ, તેને મૂળમાથી કાપેરે રમ૦ ૬

નિશ્ચય વિષ્ણુ વ્યવહારે કૃષ્ણ, અવતાર્યો જીવ પોતે,
આતમ કૃષ્ણને આતમ વિષ્ણુ, બીજે શીદને તુ ગોતેરે રમ૦ ૭

ધ્યાનમથી કૃષ્ણ છે આતમ, ઔદયિક જલધિ નિવાસી,
પન્નાગ નાગરાજ જીતીને ઉપર, પોઢ્યા છે વિષ્ણુ વિલાસીરે રમ૦ ૮

નિજગુણ કર્તા પરગુણ હર્તા, આતમ કૃષ્ણ કહેવાયો,
સમજ્યા વિણ નાણાનાણ કરીને, અન્તર્ ભેદ કો ન પાયોરે રમ૦ ૯

આતમ કૃષ્ણને ભાવોને ગાવો, લેજો માનવ ભવ લ્હાવો
બુદ્ધિસાગર હરી આતમરાયા, અન્તરદૃષ્ટિથી ધ્યાવોરે રમ૦ ૧૦

૨૩૧

હવે મને હરિ નામશું નેહ લાગ્યો–એ રાગ.

ચેતનજી ચેતો કોઈ ન દુનિયામાં તારૂં,
મિથ્યા માને છે મારૂં મારૂં રે. ચેતનજી૦
લાખ ચોરાશીમાં વાર અનન્તી, દેહ ધર્યાં દુઃખ પામી;
મળીયો માનવ ભવ હાર ન આતમ, ઉદ્યમમાં રાખ
નહિં ખામીરે. ચેતન૦ ૧
કાયારે બંગલો મુસાફર જીવડો, જોજે તું આંખને ઉઘાડી;
ઉચાળો અણધાર્યો ભરવોરે પડશે, પડ્યાં રહેશે ગાડીવાડીરે. ચે૦ ૨
રામરાવણને પાણ્ડવ કૌરવ, મૂકી ચાલ્યા સહુ માયા;
બણી ઠણી શું ફૂલી ફરેછે, પડતી રહેશે તારી કાયારે. ચેતન૦ ૩
માયા મમતાને આળસ છંડી, ધ્યાન ધરો સુખકારી;
બુદ્ધિસાગર સદ્‌ગુરૂના પ્રતાપે, પામો જીવ ભવપારીરે. ચેતન૦

૨૩૨

હવે મને૦–એ રાગ.

હવે હું સમજ્યો જિનવર નામ એક સાચું,
સાચું જિન નામ બીજું કાચું રે. હવે૦
માતપિતા ભાઇ દીકરાને દીકરી, લલના કુટુમ્બ નહિં મારૂં;
મારૂં મારૂં કરી મમતાથી હાર્યો, જાણ્યું હવે સહુ ન્યારૂંરે. હવે૦ ૧
જન્મીને જાણ્યું ન તત્ત્વ સ્વરૂપ મેં, ફોગટ ફન્દમાં હું ફૂલ્યો;
લક્ષ્મીસત્તાની ઘેને ઘેરાયો, ભણતર ભણીને હુંતો ભૂલ્યોરે. હવે૦ ૨
કાયા મન વાણીથી ન્યારો હું આતમ, અલખ સ્વરૂપી સુહાયો;
ધ્યાન ધરીને જોયું સ્વરૂપ તો, આનન્દ અતિશય પાયોરે. હવે૦ ૩
ભેદુ ગુરૂએ મને ભેદ બતાવીને, વિષય વાસનાથી વાર્યો;
બુદ્ધિસાગર ધન્ય ધન્ય ગુરૂજી, આપ તર્યા ને મ્હને તાર્યોરે હવે૦ ૪

૨૩૩

હવે મને હરિ નામશું નેહ લાગ્યો–એ રાગ.

શ્રી સંખેશ્વર પાર્શ્વજી તારજોરે વ્હાલા,
બાલ કરે છે કાલાવાલારે શ્રી શંખેશ્વર૦

ધરણેન્દ્રને પદ્માવતી દેવી, શાસન સાનિધ્યકારી.
વિઘ્નાપહારી મંગલકારી, સાહાય્ય કરે સુખકારીરે શ્રી૦ ૧

શ્રી ચિન્તામણિ પાર્શ્વમંત્રના, જાપે સિદ્ધિ જયકારી,
દર્શન દેઈને દુખડા ટાળે, મહિમા જગતમાહિં ભારીરે શ્રી૦ ૨

અનુભવ અમૃત જ્ઞાનની ધારા, બાલક આપનારે પામે,
સંઘ ચતુર્વિધ શાસન ઉન્નતિ, થાશે આપના જ નામેરે શ્રી૦ ૩

શાંતિ તુષ્ટિ પુષ્ટિના કર્ત્તા, પાપ પાખંડ સહુ હર્તા,
પાર્શ્વ પ્રભુ નામ મન્ત્રના ધ્યાને, ભવસાગર જીવ તરતારે શ્રી૦ ૪

આત્મ સમાધિના દાતાને જ્ઞાતા, અરજી આ ઉરમા સ્વીકારો,
ગાંડો ઘહેલો આ બાલ તમારો, દયા લાવીને ઝટ તારોરે શ્રી૦ ૫

નિરાકારને સાકાર વાદની,–તાણાતાણે કેઇ ઝુલ્યા,
ભેદુની પાસે ભેદ લહ્યા વિણ, ભણતરમા ભ્રાન્તિથી ભૂલ્યારે શ્રી૦ ૬

નિરાકારને સાકાર તુ પ્રભુ, સાપેક્ષે સહુ સાચુ,
સ્યાદ્વાદ દર્શન જ્ઞાન વિના પ્રભુ, જાણુ હવે સહુ કાચુરે શ્રી૦ ૭

કપટે કોટિ પ્રયત્નો કરે કોઈ, જૂઠું તે જૂઠ સહુ જાણ,
સ્યાદ્વાદ દર્શન આતમ સ્પર્શન, આત્મ પ્રદેશે રંગાણરે શ્રી૦ ૮

ઇષ્ટદેવ ને ગુરૂ સુખસાગર, ધર્મગુરૂ ઉપકારી,
બુદ્ધિસાગર બોલો જય જય, જિનદર્શન બલિહારીરે શ્રી૦ ૯

---

૨૩૪

રાગ કાન્હરો.

જોઈ જોઈ મેં જગની બાજી, ભાન ભૂલી ત્યાં થઉં શું રાજી;
સૌજન સ્વારથ સગપણ સાધે, સત્ય સ્વરૂપ વિરલા આરાધે. જોઈ૦ ૧
જોગી જતિ પણ સ્વાર્થના માટે, આશ ધરી ફરે વાટે ઘાટે. જોઈ૦ ૨
કોઈક દાસ દીવાન કહાવે, માતપિતા ભાઈ લલના થાવે. જોઈ૦ ૩
આખર ખાલી હાથે જાવું, તો ફોગટ મન શું મકલાવું. જોઈ૦ ૪
ચડતી પડતી સહુની ચાલે, મૂછ મરડીને શું તું મ્હાલે. જોઈ૦ ૫
સત્યસ્વરૂપ પરમાતમ મારૂં, એ સહુ પુદ્દગલ મુજથી ન્યારૂં. જોઈ૦ ૬
હાય હાય અરે હાર્યો બાજી, ગર્વે ગાંડો ફૂલ્યો ગાજી. જોઈ૦ ૭
કરવું શું ને કરૂં શું ખોટું, ધર્મ કર્મ નહીં માન્યું મોટું. જોઈ૦ ૮
ભણતર ભણીને કેઈક ભૂલ્યા, કેઇ ડહાપણ દરિયામાં ડૂલ્યા. જોઈ૦ ૯
જાણ્યું તેનું જગમાં સાચું, કહેણી તેવી રહેણી રાચું. જોઈ૦ ૧૦
બહુ બોલે તે બાંડા જાણો, બુદ્ધિ પ્રભુને મનમાં આણો. જોઈ૦ ૧૧

૨૩૫

રાગ કાન્હરો.

ક્યાંથી આવ્યો ક્યાં જાઇશ ભાઈ, જોને તપાસી તારી સગાઈ. ક્યાં૦૧
કાયા માયા કાચી કે સાચી, રંગમાં રાચી રહ્યો શું માચી. ક્યાં૦૨
ફૂલી ફોગટ શું ફાંફાં મારો, ફોગટ જન્મ શું માનવ હારો. ક્યાં૦૩
કંચન કામિની મારાં માની, નાહક મુંઝે કરી નાદાની. ક્યાં૦૪
મરણ સમય તું ખાલી જાશે, ત્યારે મૂરખ તું પસ્તાશે. ક્યાં૦૫
ચાલ્યા સહુજન નિજ નિજ વાટે, ચેત ચતુર તું ચેતન માટે. ક્યાં૦૬
મધુબિન્દુ સમ સુખ સંસારે, તૃપ્તિ ન વળશે તેથી ક્યારે. ક્યાં૦૭
મોહ માયા જગની છે મોટી, ક્ષણમાં વિનાશી દુઃખકર ખોટી. ક્યાં૦૮

લટપટ ખટપટ ઝટપટ ત્યાગી, આત્મ સ્વરૂપનો થા તુ ગગી ક્યાં૦૯
સત્ય શુદ્ધ પરમાત્મ સ્વરૂપ, બુદ્ધિસાગર મુક્તચિદ્રૂપ ક્યા૦૧૦

૨૩૬

અજબ તમાશો દુનિયા બીચમે, કયા કહુ મુજ સખી શાણીરે અ૦
ગાય બિયાણી આસમાનમાં, દુધ લીધુ જોગી તાણીરે અજબ૦ ૧

અધાજન છાશે ભરમાયા, છાશકુ દુધ જ માનીરે,
આપ આપકી ખેચાખેચે, લઢતા કદાગ્રહ આણીરે અજબ૦ ૨

સવળાને અવળુ કરી માને, આપોઆપ વખાણેરે,
અવળાને સવળુ કરી દેખે, બોગ મીઠુ નિજ માનેરે અજબ૦ ૩

કર્તા ન હર્તા, કર્તા, હર્તા, ઇશ્વરમા આરોપેરે,
સત્ય તત્ત્વ સ્યાદ્વાદ નયન બિન, સત્યધર્મને લોપેરે અજબ૦ ૪

તિન ભુવન જ્ઞાતા મુજ ત્રાતા, જિનેશ્વર જે બોધેરે,
સત્ય તત્ત્વ શાશ્વત પદ દાયક, બુદ્ધિસાગર શોધેરે અજબ૦ ૫



## સ્તવન.

( એ ગુણ વીરતણો ન વિસારૂં સંભાળુ દિનરાતરે એ રાગ )

ૐ અર્હં મહાવીર જિનેશ્વર, જાપ જપું દિનરાતરે;
પ્રભુ વિણ બીજું કાંઈ ન ઇચ્છું, માતપિતા તું ભ્રાતરે.
॥ ૐ અર્હં ॥ ૧

પરા પશ્યંતિ મધ્યમા વૈખરી, જાપે ટલે સહુ પાપરે;
રાગ દ્વેષ ન પાસે આવે, જાપ જપંતાં અમાપરે.
॥ ૐ અર્હં ॥ ૨

જ્યાં ત્યાં અંતર બાહિર ધારણા, ત્રાટક તુજ ઉપયોગરે;
જીભ ન હાલે માનસ જાપે, પ્રગટે આનંદ ભોગરે.
॥ ૐ અર્હં. ॥ ૩

જડ ચેતન સહુ વિશ્વમાં પ્રભુની, સત્તા ધારણા યોગરે;
આત્મ મહાવીર સત્તા પ્રગટે, થાતો કર્મ વિયોગરે.
॥ ૐ અર્હં ॥ ૪

પ્રભુ તુજ જાપના ધૂપથી નાસે, દુર્બુદ્ધિ દુર્ગંધરે;
ક્ષણ ક્ષણ આતમ શુદ્ધિ વૃદ્ધિ, આતમ થાય અબંધરે.
॥ ૐ અર્હં ॥ ૫

પ્રભુ જાપે પ્રભુ ઘટમાં પ્રકાશ્યા, પ્રકટી સુખની ખુમારીરે;
બુદ્ધિસાગર મહાવીર લગની, પ્રકટી ન ઉતરે ઉતારીરે.
॥ ૐ અર્હં ॥ ૬



# श्री अध्यात्मज्ञानप्रसारक मंडळ.

## स्व० श्रीमद् बुद्धिसागरसूरिजी ग्रंथमाळामां प्रगट थयेला ग्रंथो.

| ग्रंथांक | पृष्ट | किमत |
|---|---|---|
| * १ अध्यात्म व्याख्यानमाळा | २०६ | ०-४-० |
| * २ भजनसग्रह भाग २ जो. | ३३६ | ०-८-० |
| * ३ भजनसंग्रह भाग ३ जो | २२५ | ०-८-० |
| * ४ समाधिशतकम्. | ६१२ | ०-८-० |
| * ५ अनुभवपाचिशी | २४८ | ०-८-० |
| * ६ आत्मप्रदीप | ३१५ | ०-८-० |
| * ७ भजनसंग्रह भाग ४ थो | ३०४ | ०-८-० |
| ८ परमात्मदर्शन | ४०० | ०-१२-० |
| ९ परमात्मज्योति आवृति २ | ५०० | १-८-० |
| * १० तत्त्वबिंदु | २३० | ०-४-० |
| ११ गुणानुराग ( आवृत्ति बीजी ) | २४ | ०-१-० |
| * १२-१३ भजनसग्रह भाग ५ मो तथा ज्ञानदीपिका | १०० | ०-६ ० |
| १४ तीर्थयात्रानु विमान ( आ बीजी ) | | ०-३-० |
| * १५ अध्यात्मभजन संग्रह | १९० | ०-६-० |
| १६ गुरुबोध ( आ बीजी ) | २९० | ०-८-० |
| १७ तत्त्वज्ञानदीपिका आ २ | १२४ | ०-१०-० |
| १८ गहूंलीसग्रह भाग १ आ २ | ११२ | ०-६-० |
| १९-२० श्रावकधर्मस्वरुप भाग १-२ | ४०-४० | ०-१-० |
| २१ भजनपदसंग्रह भाग ६ ठो | २०८ | ०-१२-० |
| * २२ वचनामृत | ८३० | ०-१४ ० |
| २३ योगदीपक | ३०८ | ०-१४ ० |

| | | |
|---|---|---|
| २४ जैन ऐतिहासिक रासमाळा. | ३०८ | १-०-० |
| २५ आनंदघनपद. ( १०८ संग्रह आ. २ ) | ८०८ | ३-०-० |
| २६ अध्यात्मशांति ( आवृति त्रीजी ) | १३२ | ०-३-० |
| २७ काव्यसंग्रह भाग ७ मो. | १६६ | ०-८-० |
| २८ जैनधर्मनी प्राचीन अने अर्वाचीन स्थिति | ६६ | ०-३-० |
| * २९ कुमारपाल ( हिंदी ) | २८७ | ०-६-० |
| ३०-३४ सुखसागर गुरुगीता. | ३०० | ०-४-० |
| ३५ षड्द्रव्यविचार आवृत्ति ३. | २४० | ०-४-० |
| *+ ३६ विजापुर वृत्तांत. | ९० | ०-४-० |
| × ३७ साबरमती गुणशिक्षण काव्य | १९२ | ०-६-० |
| * ३८ प्रतिज्ञापालन. | ११० | ०-५-० |
| ३९-४०-४१ जैनगच्छमतप्रबंध, संघप्रगति, जैनगीता. | ३०४ | १-०-० |
| ४२ जैनधातुप्रतिमा लेखसंग्रह भाग १. | | १-०-० |
| * ४३ मित्रमैत्री. | १७० | ०-८-० |
| * ४४ शिष्योपनिषद्. | ४८ | ०-२-० |
| ४५ जैनोपनिषद्. | ४८ | ०-२-० |
| ४६-४७ धार्मिक गद्यसंग्रह तथा पत्र सदुपदेश भाग १ लो. | ९७६ | ३-०-० |
| ४८ भजनसंग्रह भाग ८. | ९७६ | ३-०-० |
| ४९ श्रीमद् देवचंद्र भाग १ आ. २. | १०२८ | २-८-० |
| × ५० कर्मयोग. | १०१२ | ३-०-० |
| * ५१ आत्मतत्त्वदर्शन. | ११२ | ०-१०-० |
| + ५२ भारतसहकारशिक्षण काव्य. | १६८ | ०-१०-० |
| ५३ श्रीमद् देवचंद्र भाग २ आ. २. | १२०० | २-८-० |
| ५४ { गहुंली संग्रह भाग २ आ. २. | १३० | ०-६-० |
| गहुंली संग्रह भा. १-२ भेगा पाका बांधेला | | ०-१२-० |
| * ५५ कर्मप्रकृतिटीका भाषांतर. | ८०० | ३-०-० |
| ५६ गुरुगीत गहुंली संग्रह. | १९० | ०-१२-० |
| ५७-५८ आगमसार. | ४७० | ०-६-० |
| * देववंदन स्तुति स्तवन संग्रह. | १७६ | ०-४-० |

| | | |
|---|---|---|
| ६० पूजासंग्रह भाग १ लो | ४१६ | १-०-० |
| ६१ भजनपदसंग्रह भाग ९ | ५८० | १-८-० |
| ६२ ,, ,, १० | २०० | १-०-० |
| ६३ पत्रसदुपदेश भाग २ | ५७६ | १-८-० |
| ६४ धातुप्रतिमा लेखसंग्रह भाग २ | १८० | १-०-० |
| ६५ जैनदृष्टिए ईशावास्योपनिषद् भावार्थ विवेचन | ३६० | १-०-० |
| ६६ पूजासंग्रह भाग १-२ | ४१५ | २-०-० |
| ६७ स्नात्रपूजा | | ०-२-० |
| ६८ श्रीमद् देवचन्द्रजी अने तेमनुं जीवनचरित्र | | ०-४-० |
| ६९-७२ शुद्धोपयोग वि संस्कृत ग्रंथ ४ | १८० | ०-१२-० |
| ७३-७७ संघकर्तव्य ,, ,, ५ | १६८ | ०-१२-० |
| ७८ लाला लजपतराय अने जैनधर्म | १०० | ०-४-० |
| ७९ चिन्तामणि | १२० | ० ४-० |
| ८०-८१ जैनधर्म अने खिस्ति धर्मनो मुकाबलो तथा जैनखिस्ति संवाद | २२० | १-०-० |
| ८२ सत्यस्वरुप | २०० | ०-६-० |
| ८३ ध्यानविचार | ८५ | ०-८-० |
| ८४ आत्मशक्तिप्रकाश | १६० | ०-४-० |
| ८५ सांवत्सरिक क्षमापना | ८० | ०-३-० |
| ८६ आत्मदर्शन ( मणीचन्द्रजीकृत सज्झायो ) नु विवेचन | १५० | ०-४-० |
| ८७ जैनधार्मिक शंकासमाधान | ५५ | ०-२-० |
| ८८ कन्याविक्रय निषेध | २०० | ०-६-० |
| ८९ आत्मशिक्षा भावनाप्रकाश | ११० | ०-७-० |
| ९० आत्मप्रकाश | ५६५ | १-८-० |
| ९१ शोक विनाशक ग्रंथ | ८० | ०-१-० |
| ९२ तत्त्वविचार | १२५ | ०-६-० |
| ९३-९७ अध्यात्मगीता वि संस्कृत ग्रंथ | २०५ | १-०-० |
| ९८ जैनसूत्रमां मूर्तिपूजा | ९६ | ०-३-० |
| ९९ श्री यशोविजयजी निबंध. | २१० | ०-६-० |

| | | | |
|---|---|---|---|
| १०० | भजनपदसंग्रह भाग ११ | २२० | ०-१२-० |
| १०१ | ,, ,, १ आ. ५ मी | १८० | ०-८-० |
| १०२ | गुजरात बृहद् विजापुर वृत्तांत. | ३०० | १-४-० |
| १०३ | श्रीमद् देवचंद्रजी विस्तृत जीवनचरित्र तथा देवविलास. | २३० | ०-१२-० |
| १०५ | मुद्रितजैन श्वे. ग्रंथगाइड. | ३८० | १-८-० |
| १०६ | कक्कावली-सुबोध. | ४६० | १-४-० |
| १०७ | स्तवन संग्रह. ( देववंदन सहित ) | २७५ | ०-१०-० |
| १०८ | पत्र सदुपदेश भाग ३. | १०० | ०-६-० |
| १०९ | श्रीबुद्धिसागर सूरिश्वर स्मारक ग्रंथ ( सचित्र ) | २३० | ०-१२-० |
| ११० | प्रेमगीता संस्कृत. | | ०-६-० |

ग्रंथो मळवाना ठेकाणां:—

१ वकील मोहनलाल हीमचंद्—पादरा (गुजरात)

२ शेठ. ललुभाई करमचंद दलाल.
चंपागली—मुंबई.

३ शा. चंदुलाल गोकळभाई—विजापुर.

४ गांधी. आत्माराम खेमचंद्—साणंद्.

---

❀ आ निशानीवाला ग्रंथो शिलकमां नथी.

× आ ग्रंथो ब्रिटिश केळवणी खाताए मंजुर करेला छे.

·|· आ ग्रंथो श्रीमंत गायकवाड सरकारना केळवणी खाताए मंजुर करेला छे.